પ્રેમભક્તિ જ ગ્રન્થમાળા

# હમીરજી ગોહેલ.

( એક અપૂર્ણ કાવ્ય. )



રચનાર

સુરસિંહજી તખતસિંહજી ગોહેલ



પ્રકાશક

મણિશંકર રત્નજી ભટ્ટ



પહેલી આવૃત્તિ ઈ. સ. ૧૯૧૩



વડોદરા—કોઠીપોળ સામે ભાઉ કાળેની ગલીમાં લક્ષ્મીવિલાસ પ્રેસ કં. લિ. માં પા. છોટાલાલ લાલભાઈએ છાપ્યું.

તારીખ ૧૫-૧-૧૩



કિંમત [illegible] ૪=૦



'कलापी.'

જન્મ સંવત ૧૯૩૦. વિદેહ સંવત ૧૯૫૬.

# અર્પણપત્ર.



**નામદાર મહારાજા સર ભાવસિંહજી**
**બહાદૂર, કે. સી. એસ. આઈ.**
ભાવનગરના મહારાજા સાહેબ,
ભાવનગર.

મહારાજ,

આપ ગોહેલ કુળના શિરોમણિ છો. હમીરજી ગોહેલ આપના જ વંશમાં થઇ ગયા. અને તેની કીર્તિ ગાનાર સુરસિંહજીને પણ આપ ચાહતા હતા. પ્રકાશક તરફ પણ આપ કૃપા રાખો છો. એ બધાં કારણોથી આ કાવ્ય આપને જ સમર્પિત થાય છે. આશા છે કે આપ નામદારના વંશમાં વધારે અને વધારે પરાક્રમી હમીરો હજી પાકયા કરશે !

ભાવનગર,
૫–૧૦–૧૦.

આપ નામદારનો સેવક,
મણિશંકર રત્નજી ભટ્ટ.

# ઉપોદ્‌ઘાત.



હમીરજી ગોહેલ ગોહેલોની જે શાખાએ પાછળથી લાઠીમાં રાજધાની કરી, તેમાં થઇ ગયો. સેજકપુર વસાવનાર સેજકજીએ પોતાની દીકરી વાલમકુંવરબા જુનાગઢના રા-ખેંગારને પરણાવી હતી; અને એ સમ્બન્ધને લીધે તેના દીકરા સારંગજી અને શાહજીને અર્થિલા ચોવીશી અને માંડવી ચોવીશીનાં ગામનો ગરાસ મળ્યો હતો. સારંગજીના દીકરા જસોજી થયા, જસોજીના નોઘણજી, અને નોઘણજીના ભીમજી. ભીમજીને ત્રણ દીકરા હતાઃ—(૧) દૂદોજી, જે તેના પછી ગાદીએ આવેલો; (૨) અરજણજી; અને (૩) હમીરજી. ઉપરાંત ભીમજીને એક ઉમાદેવી નામે કન્યા હતી, જે જુનાગઢના રા મંડળીકને પરણાવી હતી. હમીરજી એક દિવસ પોતાના ભાઇ દૂદાજીની વહુ સાથે વાત કરતો હતો, અને સોમનાથ ફરી લૂટવા માટે મુસલમાનોનો એક નવો હૂમલો આવવાનો સંભળાતો હતો તે માટે અફસોસ કરતો હતો. વાત કરતાં કરતાં તેનાથી બોલાઇ જવાયું, કે "ક્ષત્રીનું ખરૂં બીજ દેશમાંથી ઓછૂં થયૂં છે, નકર આમ કોઇ દી બને નહીં." ભાભીએ મ્હેણૂં માર્યૂં, કે "ક્ષત્રીનું ખરૂં બીજ બીજે નહીં રહ્યૂં હોય, પણ તમે તો ગોહેલ છો અને વીર છો; તો તમે કેમ

# ઉપોદ્ઘાત.



હમીરજી ગોહેલ ગોહેલોની જે શાખાએ પાછળથી લાઠીમાં રાજધાની કરી, તેમાં થઇ ગયો. સેજકપુર વસાવનાર સેજકજીએ પોતાની દીકરી વાલમકુંવરબા જુનાગઢના રાખેંગારને પરણાવી હતી; અને એ સમ્બન્ધને લીધે તેના દીકરા સારંગજી અને શાહજીને અર્થિલા ચોવીશી અને માંડવી ચોવીશીનાં ગામનો ગરાસ મળ્યો હતો. સારંગજીના દીકરા જસોજી થયા, જસોજીના નોઘણજી, અને નોઘણજીના ભીમજી. ભીમજીને ત્રણ દીકરા હતાઃ—(૧) દૂદોજી, જે તેના પછી ગાદીએ આવેલો; (૨) અરજણજી; અને (૩) હમીરજી. ઉપરાંત ભીમજીને એક ઉમાદેવી નામે કન્યા હતી, જે જુનાગઢના રા મંડળીકને પરણાવી હતી. હમીરજી એક દિવસ પોતાના ભાઇ દૂદાજીની વહુ સાથે વાત કરતો હતો, અને સોમનાથ ફરી લૂટવા માટે મુસલમાનોનો એક નવો હૂમલો આવવાનો સંભળાતો હતો તે માટે અફસોસ કરતો હતો. વાત કરતાં કરતાં તેનાથી બોલાઇ જવાયૂં, કે "ક્ષત્રીનૂં ખરૂં બીજ દેશમાંથી ઓછૂં થયૂં છે, નકર આમ કોઇ દી બને નહીં." ભાભીએ મ્હેણૂં માર્યૂં, કે "ક્ષત્રીનૂં ખરૂં બીજ બીજે નહીં રહ્યૂં હોય, પણ તમે તો ગોહેલ છો અને વીર છો; તો તમે કેમ

હમીરજી ગોહેલનું કાવ્ય શરૂ કરતાં જ કેકારવના કરતાં છેક જૂદી અસર થાય છે, "અરે ઉલ્કૃત ! અયે બેગમ" એ પંક્તિઓની ગતિ સ્વાભાવિક છે, કારણકે એ પંક્તિઓ કવિતાની દેવીથી પ્રેરિત છે; પણ હમીરજી ગોહેલના મન્દાક્રાન્તા અતિશય "મન્દ" અને "આક્રાન્ત" છે. સ્કૉટની છાયા અથવા અનુકરણ છે તેમાં મોટો દોષ નથીઃ પણ કવિની પ્રેરણા થંડી છે, એ દોષ છેઃ—

"કો યોધાના મુખ પર સ્મિતે લાવશે તું નહીં શું ?
"કો કન્યાના દુઃખી હૃદયને અર્પશે અશ્રુ ના શું !

સ્વાભાવિક કવિતાના ધોધની સાથે સરખાવતાં ઉપલી પંક્તિઓનો રવ "કૃત્રિમ" અને "રચાયેલો" દેખાય છેઃ "સ્વાભાવિક" અને "પ્રેરાયેલો" દેખાતો નથી.

પહેલા સર્ગમાં આપેલું મંગલાચરણ કવિના હૃદયની સ્થિતિને સ્પષ્ટ બતાવી આપે છેઃ—

"શંભુ એક દિને અસુર હણવા કૈલાસ છોડી ગયા,
"માર્ગે સુન્દરી ભીલડી નિરખતાં આનન્દપૂરે વહ્યા;
"રે ! રે ! રે ! યુવતી ! હવે નયનથી ના ના થજે વેગળી !
"આ મારા ઉરની વિભૂતિ સઘળી તુંમાં જ તુંમાં ઢળી !"

વાંચનાર જોઇ શકશે કે આ પંક્તિઓ શિવસ્વરૂપ કરના ઉજ્વલ મહિમાને બિલકુલ છાજતી નથી.

ગુજરાતને ખબર છે કે કલાપીને હું ચાહું છું; અને તેથી જ કલાપીના સારા શબ્દોને સારા કહીને અને ખોટા શબ્દોને ખોટા કહીને બતાવવાનો હું મારો ધર્મ સમજું છું. એકન્દરે હમીરજી ગોહેલ એ કલાપીની સફલ કૃતિ નથી. કલાપી પોતાના પૂર્વજ **વીર**ને પણ પોતાના જેવો ખ્વાબનો જોનાર અને ખ્વાબથી સન્તોષ માનનાર બનાવે છે. પૃષ્ઠ ૬૭ મેથી જે શિખરિણી શરૂ થાય છે, તે કલાપીનું પોતાનું હૃદય સમજવાને ઘણા ઉપયોગી છે, પણ એક **વીર**ના મ્હોડામાં તો કેવળ અસ્થાને છે. વિચારોઃ—

" ન કાં ઢોળું તો હું મમ રુધિર એવો રજ મહીં ?
અહીં જેની વિશ્વે કદર કરવા કોઇ જ નહીં ? "

*　　　*　　　*

" પ્રભુએ કાં આવું મરણ સમયે અમૃત ધર્યું ?
ન જાણું તેણે આ વહન મુજ આવું ક્યમ કર્યું ? "

*　　　*　　　*

" હતું મૃત્યુ મીઠું ! રુદન વળી વ્હાલું કયમ થયું ?
હશે શું નિર્માયું રુદન કરવું બાલક સમું ? "
" હવે નિદ્રામાં એ હૃદય મુજ કૈં અન્ય રટશે,
મૃદુ સૌ સ્વપ્નોની મુજ હૃદયને લ્હાણ મળશે "

હમીરજી ગોહેલનું કાવ્ય શરૂ કરતાં જ કેકારવના કરતાં છેક જૂદી અસર થાય છે, "અરે ઉલ્ફત ! અયે બેગમ" એ પંક્તિઓની ગતિ સ્વાભાવિક છે, કારણકે એ પંક્તિઓ કવિતાની દેવીથી પ્રેરિત છે; પણ હમીરજી ગોહેલના મન્દાક્રાન્તા અતિશય "મન્દ" અને "આક્રાન્ત" છે. સ્કૉટની છાયા અથવા અનુકરણ છે તેમાં મોટો દોષ નથી: પણ કવિની પ્રેરણા થંડી છે, એ દોષ છે:—

"કો યોધાના મુખ પર સ્મિતે લાવશે તું નહીં શું ?
"કો કન્યાના દુઃખી હૃદયને અર્પશે અશ્રુ ના શું !

સ્વાભાવિક કવિતાના ધોધની સાથે સરખાવતાં ઉપલી પંક્તિઓનો રવ "કૃત્રિમ" અને "રચાયેલો" દેખાય છે: "સ્વાભાવિક" અને "પ્રેરાયેલો" દેખાતો નથી.

પહેલા સર્ગમાં આપેલું મંગલાચરણ કવિના હૃદયની સ્થિતિને સ્પષ્ટ બતાવી આપે છે:—

"શંભુ એક દિને અસુર હણવા કૈલાસ છોડી ગયા,
"માર્ગે સુન્દરી ભીલડી નિરખતાં આનન્દપૂરે વહ્યા;
"રે ! રે ! રે ! યુવતી ! હવે નયનથી ના ના થજે વેગળી !
"આ મારા ઉરની વિભૂતિ સઘળી તુંમાં જ તુંમાં ઢળી !"

વાંચનાર જોઇ શકશે કે આ પંક્તિઓ શિવસ્વરૂપ કરના ઉજ્વલ મહિમાને બિલકુલ છાજતી નથી.

ગુજરાતને ખબર છે કે કલાપીને હૂં ચાહૂં છૂં; અને તેથી જ કુલાપીના સારા શબ્દોને સારા કહીને અને ખોટા શબ્દોને ખોટા કહીને બતાવવાનો હૂં મારો ધર્મ સમજૂં છૂં. એકન્દરે હમીરજી ગોહિલ એ કુલાપીની સફલ કૃતિ નથી. કુલાપી પોતાના પૂર્વજ **વીર**ને પણ પોતાના જેવો ખ્વાબનો જોનાર અને ખ્વાબથી સન્તોષ માનનાર બનાવે છે. પૃષ્ઠ ૧૭ મેથી જે શિખરિણી શરૂ થાય છે, તે કુલાપીનું પોતાનું હૃદય સમજવાને ઘણા ઉપયોગી છે, પણ એક **વીર**ના મ્હોડામાં તો કેવળ અસ્થાને છે. વિચારોઃ—

" ન કાં ઢોળું તો હું મમ રુધિર એવો રજ મહીં ?
અહીં જેની વિશ્વે કદર કરવા કોઇ જ નહીં ? "

*　　　*　　　*

" પ્રભુએ કાં આવું મરણ સમયે અમૃત ધર્યું ?
ન જાણું તેણે આ વહન મુજ આવું કયમ કર્યું ? "

*　　　*　　　*

" હતું મૃત્યુ મીઠું ! રુદન વળી વ્હાલું કયમ થયું ?
હશે શું નિર્માયું રુદન કરવું બાલક સમું ? "
" હવે નિદ્રામાં એ હૃદય મુજ કૈં અન્ય રટશે,
મૃદુ સૌ સ્વપ્નોની મુજ હૃદયને લ્હાણ મળશે "

પણ અલમતિ વિસ્તરેણ! છેવટે, હમીરજી ગોહેલમાં અગર જોકે કૈકારવની ખૂબી નથી, તોપણ એ કલાપીની જ કૃતિ છે; અને વિવેકી વાંચનારને એમાંથી પણ ઘણી સરસ પંક્તિઓ અને ઘણાં અમૂલ્ય સત્યરત્નો મળી આવશે.

ભાવનગર, ૭-૧૦-૧૨. } મણિશંકર રત્નજી ભટ્ટ.



# શુદ્ધિપત્ર.

( અગત્યની ભૂલો જ સુધારેલી છે. )

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬ | ૧૮ | મત્રી | મંત્રી |
| ૧૧ | ૭ | દવાનાં | દેવાનાં |
| ૧૨ | ૩ | ભાગોળો | ભાગોળે |
| ,, | ૧૮ | જેનામ | એને ના |
| ૧૫ | ૯ | પિજરની | પિંજરના |
| ૨૪ | ૩ | વધું | વધુ |
| ૨૫ | ૧૮ | હૂં | હું |
| ૨૬ | ૧૭ | દયે | દ્યે |
| ૩૨ | ૧ | હૂં | હું |
| ૩૩ | ૬ | સુહૃતે | સહૃતે |
| ,, | ૧૦ | ,, | હું |
| ,, | ૧૨ | શાયે | શોયે |
| ૩૪ | ૩ | ,, | હું |
| ,, | ૧૬ | કહું | કહ્યું |
| ૩૯ | ૧૨ | આહો ! | ઓહો |
| ૪૦ | ૧૧ | શાય | શોય? |
| ,, | ૧૮ | ભ્ગ | ભૃગ |
| ૪૧ | ૬ | હું | હું |
| ૪૧ | ૮ | શાનત બેસી | શાન્ત બેસે |
| ૪૨ | ૩ | ,, કહ્યું | હું કહ્યું |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૨ | ૧૨ | સ્વીક ! | સ્વીકારતું ના |
| ૪૩ | ૯ | આતથિ | અતિથિ |
| ૪૯ | ૫ | ઠરવાનાં | ઠારવાનાં |
| ૫૫ | ૫ | પુળકે | પુલકે |
| , | ૧૨ | સા | સૌ |
| ૫૭ | ૫ | અમિ-ા | અમિત્ |
| ૬૧ | ૪ | ઉડંતો | ઉડતો |
| ,, | ૧૭ | ખડગ | ખડ્ગ |
| ૬૪ | ૧૦ | ઝઝવા | ઝૂઝવા |
| , | ૧૩ | હયું | હૈયુ |
| ૬૫ | ૬ | નહીં | તહીં |
| ૬૬ | ૨ | વીંજવા | વીંઝવા |
| ૬૬ | ૨ | ખડગ | ખડ્ગ |
| ૬૭ | ૬ | ભર્યા | ભર્યાં |
| ૭૭ | ૭ | સિંધુ | સિન્ધુ |
| ૭૯ | ૮ | કદી | કરી |
| ૮૫ | ૧૭ | ॥૭ફ | ભાનુ |
| ૯૦ | ૯ | રવિ કિરણો | રવિ કિરણો |
| ૯૨ | ૩ | ધ્રજે | ધ્રુજે |
| ૯૫ | ૩ | ટાણાંતું | ટાણાં તું |
| ૯૭ | ૧ | -ાથ | નાથ |
| ૧૦૦ | ૨ | પ્રાઢ | પ્રૌઢ |
| ૧૧૩ | ૧૪ | નતન | નૂતન |
| ૧૧૭ | ૭ | કુદ્ધે | યુદ્ધ |

# હમીરજી ગોહેલ.



મન્દાક્રાન્તા.

ઓ વીણા! તું બહુ યુગ થયાં શાન્ત આંહીં દિસે છે,
ટંગાએલી દિવસરજની વૃક્ષ સાથે ઝુલે છે;
તારા તારો બસુર સઘળા ધ્રૂજતી આ લતાથી,
કમ્પી ઉઠી ઝણઝણ થતા વાયુની લ્હેર લ્હેરે.

તારી પાસે ઝરણ ઘુઘવી જાય છે મન્દ ચાલ્યું,
તેની સાથે તુજ સ્વર ભળે પૂર્વનું ભાન ભૂલી;
ક્યાં આ આવા કઠિન ઘુઘવા? ભવ્ય ક્યાં નાદ તારા?
કોઇ છે ક્યાં વિધિકૃતિ તણી યોગ્યતા પૂછનારા?

રે રે તારા મધુતર સ્વરો જાગશે ના હજુ શું?
તારા તારો ઝણઝણ થશે શુષ્ક પર્ણે હજુ શું?
કો યોદ્ધાના મુખ પર સ્મિતો લાવશે તું નહીં શું?
કો કન્યાના દુઃખી હ્રુદયને અર્પશે અશ્રુ ના શું?

ના ના કો દી સમય સરખો જાય છે કોઇનો એ,
તાજી તારી મૃદુ રસભરી મોહની તું કરી લે;
હાવાં છો ને વરસી વરસી વાદળી જાય ચાલી,
વ્હાલી વીણા ! સ્વર તુજ હવે કુન્દ થાશે ન તેથી.

જે મીંડો સૌ પ્રણયી નયનો તેજથી પૂરતી'તી,
જે તાનોથી શૂરવીર તણી મૂછ ઉભી થતી'તી;
તે તે જૂના મધુર સ્વર સૌ આર્દ્ર ને ઉગ્ર તારા,
સાધી લેવા કંઇક ડરતો ભકત કો યત્નવાન.

વીત્યા તેવા રસિક કર શો દક્ષ ના હસ્ત આ કૈં,
તેને સ્પર્શે પણ ફરી ઉઠી ગીત ગા ગીત ગા તું;
વ્હાલી ! જોવી ઘટિત નવ છે અજ્ઞતા ભકતની કૈં,
જાદુ તારૂં ઝળહળ થતું ફેલવી ગીત ગા તું.

આ ગીતોનો બહુ બહુ હશે ધ્વંસ પાસે કદાપિ,
ને તેવાંએ સ્ફુટ નવ હશે તાન કે મીંડ કાંઇ;
તો એ તારાં પડ રજ તણાં ખેરવાં કાં ન મારે?
તારા તારો બસુર સઘળા મેળવું હું ન શાને?

આ ગીતોથી હૃદય દ્રવવા કમ્પશે કોઈ એકે,
તો હું ના ના મુજ કર તણા સ્પર્શને વ્યર્થ માનું;
તો આ વીણા ! તુજ સ્વર તણું જાદુ દે તું પ્રસારી,
રે ! રે ! વીણા મધુર સુરિલાં ગીત ગા ગીત ગા તું.

# સર્ગ ૧.

## તારામૈત્રક.

### શાર્દૂલવિક્રીડિત.

શંભુ એક દિને અસુર હણવા કૈલાસ છોડી ગયા ,
માર્ગે સુન્દરી ભીલડી નિરખતાં આનન્દપૂરે વહ્યા ;
" રે ! રે ! રે ! યુવતિ ! હવે નયનથી ના ના થજે વેગળી !
" આ મારા ઉરની વિભૂતિ સઘળી તુંમાં જ તુંમાં ઢળી ! "

જે પ્રીતિ હરને મુખે મધુર આ આધીનતા બોલતી ,
જે પ્રીતિ મુખ એ સ્મરાવી હરને યુદ્ધેય ભુલાવતી ;
તે પ્રીતિ મુજ બીનમાં રસભરી લ્હેરો વહાવો સદા ,
તે પ્રીતિ મુજ ઊર્મિ ઊર્મિ ઉપરે સિંચો સુધા સર્વદા .

### અનુષ્ટુપ .

સુગન્ધી વાયુની લ્હેરી થંડી મન્દ વહી જતી ;
ચોપાસે માનવીનો કો આવે ના શ્રવણે ધ્વનિ .

### શિખરિણી .

વહી પૂર્વે ગોળો ક્ષિતિજ ઉપરે લાલ લટકે ,
દિશાઓ પ્રાણી સૌ, ખડક, તરુ ત્યાંથી રસ ગ્રહે;

નભે ધારેલું કૈં મનહરપણું નૂતન દિસે,
હવા આછી પીળી ગરક દિસતી ચમ્પકરજે.

દિસે તાજું કાંઈ પ્રતિ ગતિ મહીં ને સ્વર મહીં,
નથી ક્યાં શાન્તિ ? આ ઘટ વન મહીં ના સુખ કહીં ?
અહીં આ કાસારે પગ પણ ધરૂં છું ડરી ડરી,
રખે આ શાન્તિમાં રજ પણ થતો ધ્વંસ મુજથી !

તટે ચોપાસે છે મધુર કળી ખીલી કુસુમની,
તહીં પાંખે પાંખો લથબથ કરે છે શુક કંઇ;
અરીસો ધ્રૂજન્તાં કુદરત ધ્રુજાવે નિજ ઉરે,
અને તે ગોળો એ ખળભળ થતો ત્યાં ગતિ કરે.

હવે ધીમે ધીમે જનપદ ફરે છે તટ પરે,
હવે ધીમે ધીમે રવિ પણ તરુને બથ ભરે;
હવે આ બિન્દુડાં રજનીજલનાં ઘાસ ઉપરે,
પ્રતાપી ભાનુને નિજ હૃદયનું અર્પણ કરે.

તહીં સામે તીરે દિનકર તણી પાંખ સરખી,
ભરી લેવા વારિ યુવતી કઇ આવે સ્મિતમુખી;
અહો ! કેવું મીઠું સુરૂપ સુરૂપે ઐક્ય ધરતું !
બધાવી શી લેતી કુદરત દિસે કામિની સહુ !

ધીમે ધીમે કોઇ સરસીહૃદયે હંસ તરતો,
હશે શું ગંગાનો બરફ કટકો કો સરકતો!
ગતિ માપેલીથી જરી જરી ધરે નાજુક પગો,
ખરે એ શાન્તિમાં રજ પણ થતાં ભંગ ડરતો.

અહો! કેવું મીઠું કુદરત તણું આ રમકડું!
દિસે એ આનન્દી પ્રણયમય ચૈતન્યમય શું!
પ્રદેશો આ સૌનો મગરૂર પતિ આમ ફરતો,
સરેથી, સૂર્યેથી, કુદરતથી મીઠો રસ પીતો.

વસન્તતિલકા.

આ હંસની ઉપર નેત્ર રસાલ કોઈ,
ચોટી રહ્યાં પ્રણયથી બહુ કાળથી છે;
જ્યાં હંસ જાય તહીં પાછળ ચાલતાં તે,
કો શાન્તિની લહરીએ ગરકાવ થાતાં.

છે શાન્ત તોય નયનો અતિ ઉગ્ર ભાસે,
શોભે વિશાલ ભ્રમરે કરડાઇ દેવી;
ઉત્સાહમૂર્તિ રમણીય પ્રભાત કેરી,
તેવો જ રમ્ય દૃઢ આર્દ્ર જુવાન દિસે.

ઝૂલે નીચે ખડગ કેસરી શી કટિથી,
છે વામ હસ્ત દૃઢ મૂઠ પરે ઠરેલો;

નભે ધારેલું કૈં મનહરપણું નૂતન દિસે,
હવા આછી પીળી ગરક દિસતી ચમ્પકરજે.

દિસે તાજું કાંઈ પ્રતિ ગતિ મહીં ને સ્વર મહીં,
નથી ક્યાં શાન્તિ? આ ઘટ વન મહીં ના સુખ કહીં?
અહીં આ કાસારે પગ પણ ધરૂં છું ડરી ડરી,
રખે આ શાન્તિમાં રજ પણ થતો ધ્વંસ મુજથી!

તટે ચોપાસે છે મધુર કળી ખીલી કુસુમની,
તહીં પાંખે પાંખો લથબથ કરે છે શુક કંઈ;
અરીસો ધ્રૂજન્તાં કુદરત ધ્રુજાવે નિજ ઉરે,
અને તે ગોળો એ ખળભળ થતો ત્યાં ગતિ કરે.

હવે ધીમે ધીમે જનપદ ફરે છે તટ પરે,
હવે ધીમે ધીમે રવિ પણ તરુને બથ ભરે;
હવે આ બિન્દુડાં રજનીજલનાં ઘાસ ઉપરે,
પ્રતાપી ભાનુને નિજ હૃદયનું અર્પણ કરે.

તહીં સામે તીરે દિનકર તણી પાંખ સરખી,
ભરી લેવા વારિ યુવતી કંઈ આવે સ્મિતમુખી;
અહો! કેવું મીઠું સુરૂપ સુરૂપે ઐક્ય ધરતું!
વધાવી શી લેતી કુદરત દિસે કામિની સહુ!

ધીમે ધીમે કોઇ સરસીહૃદયે હંસ તરતો,
હશે શું ગંગાનો બરફ કટકો કો સરકતો!
ગતિ માપેલીથી જરી જરી ધરે નાજુક પગો,
ખરે એ શાન્તિમાં રજ પણ થતાં ભંગ ડરતો.

અહો! કેવું મીઠું કુદરત તણું આ રમકડું!
દિસે એ આનન્દી પ્રણયમય ચૈતન્યમય શું!
પ્રદેશો આ સૌનો મગરૂર પતિ આમ ફરતો,
સરેથી, સૂર્યેથી, કુદરતથી મીઠો રસ પીતો.

વસન્તતિલકા.

આ હંસની ઉપર નેત્ર રસાલ કોઈ,
ચોટી રહ્યાં પ્રણયથી બહુ કાળથી છે;
જ્યાં હંસ જાય તહીં પાછળ ચાલતાં તે,
કો શાન્તિની લહરીએ ગરકાવ થાતાં.

છે શાન્ત તોય નયનો અતિ ઉગ્ર ભાસે,
શોભે વિશાલ ભ્રમરે કરડાઇ દૈવી;
ઉત્સાહમૂર્તિ રમણીય પ્રભાત કેરી,
તેવો જ રમ્ય દૃઢ આર્દ્ર યુવાન દિસે.

ઝૂલે નીચે ખડગ કેસરી શી કટિથી,
છે વામ હસ્ત દૃઢ મૂઠ પરે ઠરેલો;

એ ખડ્ગ એ જ કરને નકી યોગ્ય ભાસે,
ક્યાં મેઘમાળ વિણ વીજળી અન્ય સ્થાને?

જે બાણ રામ કહિએ કરતા ન દૂરે,
તે બાણ દક્ષિણ કરે ચમકી રહ્યું છે;
છાતી વિશાલ દૃઢ છે કવચે કસેલી,
જેની દરેક કડી સૂર્યથી ખેલ ખેલે.

કો છેક મસ્ત વનમાં ફરનાર ગેંડો,
જેનો શિકાર શત તીર વતી થયેલો;
ઉચ્ચંડ તેની લટકી રહી ઢાલ પીઠે,
જ્યાં પંચ તારક સમાં ઝબકે ફૂળાં છે.

ભાલે ત્રિપુંડ્ર વિભૂતિ તણું છે કરેલું,
છે ઓષ્ઠનો ઉપર નૂતન ગાઢ મૂછો;
બીજો જ કોઇ શશી રમ્ય કલંકવાળો,
વા અન્ય કામ નકી વલ્લભ રુદ્રનો આ!

આ સિંહ કો ગરીબડાં મૃગ પાળનારો,
આ ખડ્ગ માત્ર યવનોશિર છેદનારૂં;
આ વીરનાં ભૂષણ ને ગુણ વિશ્વ સાથે,
મૈત્રી ધરી સુરસ ચિત્ર જમાવી દેતાં.

ના ચાલતી આંખ હવે અગાડી,
જરા ચડી ત્યાં જ ઠરી ગઈ તે!

અનુષ્ટુપ.

માથે બેડું લઈ ઉભી સામે કો નવયૌવના,
મુખે છે હસ્ત એ ન્હાનો ઝરી સ્વેદની લૂછવા.

વસન્તતિલકા.

એનું જ બિમ્બ જલમાં પડીને ઉડયું 'તું,
એથી જ વ્યર્થ ડરી હંસ ગયેલ ઉડી;
એ વીરનાં નયન એ જ ચડાવનારૂં,
લૂટી જનાર દ્રવતું ઉર એ જ, એ, એ.

અનુષ્ટુપ.

હંસ એ દૂર હૈયેથી હાવાં છેક થયો હતો;
ઉરે આ વીરને એ તો વસ્યો તે 'ન વસ્યો' બન્યો.

વસન્તતિલકા.

જેને નિહાળી નયનો ઠરતાં હતાં ત્યાં,
તેનો જ હંસ બનવા દિલ હાલ ઇચ્છે;
તેના જ પાદ મહીં પાંખ પડી ગઈ સૌ,
તેને જ કાજ ઉર તખ્ત થયું જ ખાલી,

## શાર્દૂલવિક્રીડિત.

પાંખાળા પ્રિય હંસ ! કેમ ઉડી તું આકાશ ચાલ્યો ગયો ?
તારાથી ઉપકાર જે થઇ શકે તે કેમ ભૂલી ગયો ?
દેવી'તી તુજ પાંખ આ પ્રણયીને ઉડી તહીં બેસવા,
એ ન્હાની કરની લતા પર અને એ મ્હોં જરી ઝાંખવા !

## વસન્તતિલકા.

સ્થમ્ભી જરી વદન એ નવ કોણ જોશે ?
ચાલ્યાં જશે નયન એ નિરખ્યા વિના કો ?
એવી ન કાર્ય તણી કાંઇ જ તીવ્રતા છે,
કર્તા તણો અહીં ન જે ઉપકાર ગાશે.

સૌન્દર્ય આવું ધરતી ઉપરે નિહાળી,
હર્ષે કયું હૃદય ના મગરૂર થાશે ?
તો છો યુવાન પણ આ નિજ આંખ ઢાળે,
છો પાંખને નવીન આ લહરી ઉડાડે.

## શિખરિણી.

હજુ એ કન્યા છે નવીન મૃદુ કો પુષ્પ ખીલતું,
કહીં પાંખો ખીલી, કહીં હજુ બિડાઈ, કહીં ખીલે ;
સુગન્ધીની વેળા મધુતર હશે કોઈ જ નહીં,
સુરંગોની લક્ષ્મી વધુ વળી હશે સુન્દર કહીં ?

## શાર્દૂલવિક્રીડિત.

જે ક્રીડા, મૃદુ ઉગ્રતા, સભરતા, લાવણ્યજાદુભર્યાં-
રૂપે યૌવનની સ્વતંત્ર રસિલી મૂકી દશા જે શકે;
તે કો તાન મહીં ઊંડા હૃદયના એકાગ્રતા ધારતાં,
જોનારાં નયનો અને ઉર નહીં એકાગ્ર કોનાં કરે?

## માલિની.

વિનિમય મધુ એવો યોધ સાધી રહ્યો છે,
પૂર મહીં ઉર વ્હેવા છૂટ છે પૂર્ણ પામ્યું;
ખડક જગત કેરૂં આજ પાણી થઈને,
વિપુલ રસ તણા કો ધોધમાં જાય ચાલ્યું.

* * * *

## અનુષ્ટુપ.

ભરે છે દૂર ત્યાં વારિ કન્યાની સખી તો હજી,
ફરે છે તીરની કુંજે ભોળી એ મૃદુ આંખડી.

## વસન્તતિલકા.

શોભી ઉભી જરીક એ સખી કાજ બાલા,
ન્હાની રહી પગ તણી જરી એક ઊંચે;
તેને અડી ફરફરે અનિલે નિમાળા,
બેડા પરે અલક એક વિંટાઇ ઉડે.

સામે જ ગૌર મુખ છે સ્થિરતા ધરીને,
ને નેત્ર કાંઇ તિરછાં બનતાં ફરે છે;
ષ્હોંચી હતી નજર એ તહીં યોધ પાસે,
જ્યારે હતાં નયન હંસ પરે ઠરેલાં.

અનુષ્ટુપ.

પાદ ને આંખડી એ તો હતાં ત્યાં સ્થિર થઇ રહ્યાં;
હૈયાનાં આંસુડાં મીઠાં સામેની છબીએ ઢળ્યાં.

હરિણી.

મનહર છબી ભાળી નેત્રે અને હૃદયે ઢળી,
પરવશ થતાં લ્હેરી મીઠી નસેનસમાં ચડી;
હૃદય કુમળું એ યોદ્ધામાં જડાઇ ગયું, અને
સહુ અરપવા—અર્પી દીધું છતાં—અધીરૂં બને.

શપથ હૃદયે લેવા કાંઇ ન કાલ રહ્યો જરા,
ઉર ધડકતે વિચારોથી ન ધ્વંસ સહ્યો જરા;
નયન બનતાં અંગે અંગો સુમુગ્ધબની રહે,
જલકણઝરી આવી આવી કપોલ થકી ખરે.

## અનુષ્ટુપ.

આંખડી આંખડી સાથે હાવાં વાત કરી રહી;
હૈયાના દ્વારની સર્વે ભાગોળો ઉખડી પડી.

## મન્દાક્રાન્તા.

યોદ્ધાનો તો નજર હજુ છે ત્યાં જ ચોંટી રહેલી,
તોએ તાજું તનમન થતું સૂચવે આંખ કાંઇ;
'હું એવું એ' ઉર સમજી એ કાંઈ આનન્દ માને,
સંસારીને પ્રણયસુખની એ જ સીમા અહીં છે.

## હરિણી.

ક્ષણ થઇ અને બાલાનાં એ ઢળો નયનો જતાં,
પણ ભુરકી કો ગુલાબો શી છવાઇ કપોલમાં;
ધડ ધડ થતું હૈયું લોહી વહાવી રહ્યું બધે,
થર થર થતાં ગાત્રો સર્વે શ્રુંજે બની મુગ્ધ છે.

## ઉપજાતિ.

જાદુભર્યાં નેત્ર વહાવી જાદુ
કો અન્યના જાદુ મહીં ફસાતાં;
તે જાદુનું ઝેર ઉતારવાનું
કોની કને ઔષધ કૈં જેનામ.

શિરેય બેડું સખીએ ચડાવ્યું,
તળાવના તીર પરેય મ્હોંચી;
પ્રેમાળ એ મ્હોંય સમીપ આવ્યું,
એ કન્યકાનીય સમક્ષ ઉભી.

ઉભી સખીની હતી રાહ જોતી,
નિમિત્ત હૈયેથી સર્યું હતું એ;
જાદુઈ એ પૂતળી જાદુ માંહીં,
પડી હતી ભાન બધું ભૂલીને.

અનુષ્ટુપ.

ધુણાવે છે હવે તેને ગ્રહીને કરની લતા;
અને એ જાગ્રતિ દેતાં સખી હાસ્ય કરે જરા.

હરિણી.

અરર! રસમાં, ભોળી! આવો ન ભંગ કર્યો ઘટે,
મૃદુ વદનના આવા ભાવો કહીં ફરી ઝાંખશે?
પરવશ થયું તેને તું ના હજુ સમજી શકે,
પ્રણયરસનું આવું લ્હાણું તને ન મળ્યું હશે..

પણ તુજ સ્મિતે ઊંડુંઊંડું કંઈક ભર્યું દિસે,
હૃદય સમજે તે શા માટે ઉતાવળ આ કરે?
અરર! ઠપકો એ બ્હેનીને રખે કદી આપતી,
પરવશ થતાં ના નારાજી પ્રભુય તણી કશી...

### અનુષ્ટુપ.

આંખડી આંખડી સાથે હાવાં વાત કરી રહી;
હૈયાના દ્વારની સર્વે ભાગોળો ઉખડી પડી.

### મન્દાક્રાન્તા.

યોદ્ધાનો તો નજર હજુ છે ત્યાં જ ચોંટી રહેલી,
તોએ તાજું તનમન થતું સૂચવે આંખ કાંઇ;
'હું એવું એ' ઉર સમજી એ કાંઈ આનન્દ માને,
સંસારીને પ્રણયસુખની એ જ સીમા અહીં છે.

### હરિણી.

ક્ષણ થઇ અને બાલાનાં એ ઢળો નયનો જતાં,
પણ ભુરકી કે ગુલાબો શી છવાઇ કપોલમાં;
ધડ ધડ થતું હૈયું લોહી વહાવી રહ્યું બધે,
થર થર થતાં ગાત્રો સર્વે પ્રુજે બની મુગ્ધ છે.

### ઉપજાતિ.

જાદુભર્યાં નેત્ર વહાવી જાદુ
કો અન્યના જાદુ મહીં ફસાતાં;
તે જાદુનું ઝેર ઉતારવાનું
કોની કને ઔષધ કૈં બેનામ.

શિરેય બેહુ સખીએ ચડાવ્યું,
તળાવના તીર પરેય પ્હોંચી;
પ્રેમાળ એ મ્હોંય સમીપ આવ્યું,
એ કન્યકાનીય સમક્ષ ઉભી.

ઉભી સખીની હતી રાહ જોતી,
નિમિત્ત હૈયેથી સર્યું હતું એ;
જાદુઇ એ પૂતળી જાદુ માંહીં,
પડી હતી ભાન બધું ભૂલીને.

અનુષ્ટુપ.

ધુણાવે છે હવે તેને ગ્રહીને કરની લતા;
અને એ જાગ્રતિ દેતાં સખી હાસ્ય કરે જરા.

હરિણી.

અરરર! રસમાં, ભોળી! આવો ન ભંગ કર્યો ઘટે,
મૃદુ વદનના આવા ભાવો કહીં ફરી ઝાંખશે?
પરવશ થયું તેને તું ના હજુ સમજી શકે,
પ્રણયરસનું આવું લ્હાણું તને ન મળ્યું હશે..

પણ તુજ સ્મિતે ઊંડું ઊંડું કંઈક ભર્યું દિસે,
હૃદય સમજે તે શા માટે ઉતાવળ આ કરે?
અરરર! ઠપકો એ બ્હેનીને રખે કદી આપતી,
પરવશ થતાં ના નારાજી પ્રણય તણી કશી...

જાદુઇ પ્રેમઝલકે લડવા વળન્તાં,
ઝૂલી રહ્યું હૃદય નૂતન લ્હેરોએ કૈં.

## ઉપજાતિ.

તે ઉરના ભાવ સદા પીનારો
આવે કને મિત્ર પડાવમાંથી;
છવાયલું છે મુખ આર્દ્રતાથી
હમીરને દૂરથી જોઈને એ.

## અનુષ્ટુપ.

ઝૂલન્તુ ખડ્ગ ધીમેથી ખેંચી મિત્ર તણું લઇ,
હસીને તે વદે છે કૈં મિત્રને જાગ્રતિ દઇ.

## શાર્દૂલવિક્રીડિત.

વ્હાલા ! કાં તરવાર વીર પુરુષે દીધી ત્યજી આજ છે ?
આજે અન્ય જ હસ્ત કોઇ પણ તે ખેંચી લઈ કાં શકે ?
તારૂં આ સમશેર આમ ગ્રહવા જે હામ ધારી શકે,
હા ! તેને નવ સર્વ આ જગતમાં શું રાજ્ય દેવાં ઘટે !

## અનુષ્ટુપ.

નિદ્રાથી જાગતો લેવા કરે તે મ્યાન ખડ્ગને,
વદે છે મેઘ શી વાણી મિત્રનો કર ચાંપીને:

## શિખરિણી.

" સખે ! ભાઇથી તો બહુ સમય રીસે વહી ગયો,
" વસીને મેવાડે સુખથી પરદેશી પણ થયો;
" ઘણાં વર્ષો જેને મુજ હૃદય 'ભાઇ' કહી શક્યું,
" હવે શું તેથીએ નિરમિત હશે રૂસણું થવું ?

મજેદારી કાંઇ જગત પર મારે નવ રહી,
રહી ના કૈં ઇચ્છા જીવિત ધરવાની પણ, સખે!
અહો તું આ મારૂં હૃદય સમજી કેમ શકશે ?
ગ્રહી આ ભાવોને તુજ હૃદય સાથી કયમ થશે ?

હવે તારો મારો નહિ નહિ સખે ! રાહ સરખો !
થયો આજે જૂદો મુજ હૃદયમાં કાંઇ થડકો !
વહે આજે મારૂં ધગધગ થતું રક્ત સળગી,
પરંતુ એ જૂદો તુજ જિગરથી જોશ સઘળો.

સખે ! તારી તો છે નજર હજુ આ ખડ્ગ ઉપરે,
ગમે ઊન્હા રક્તે તુજ હૃદયને સ્નાન કરવું;
સખે ! તુંને પેલી શૂરવીર તણી હાક ગમતી,
હજુ એ સૌ ખેલો તુજ જિગરને છે રુચી રહ્યા.

કહું શું, ભાઈ ! હું મુજ હૃદયનો રાહ તુજને ?
સખે ! આંહી કૈં એ અનુભવ વિના કોણ સમજ્યું ?

દિલાસો દેશે તું હૃદય કદિ તારૂં પિગળશે,
નહીં છાપો કિન્તુ મુજ ઉરની ઉઠે તુજ ઉરે.

મજા કહેવાની તો ગત થઈ ગઇ આજથી, સખે!
હવે આ હૈયાને જગત પર આલમ્બ ન મળે!
હવામાં ફેંકાતી નજર મમ કાંઇ નવ ગ્રહે!
વિના ટેકો ક્યાંથી જીવિત કદિ પ્રાણી ધરી શકે?

સખે! **મે**વાડે તો મુજ હૃદય આ ના ઠરી શક્યું,
મનાઇ ત્યાંથી મેં ગૃહ ભણી જવાનું નકી કર્યું;
નિમિત્તો એ સર્વે, મુજ ગૃહ કશું ના જગતમાં,
**પ્ર**ભુ પાસે જાવા મુજ હૃદયનું વાંચ્છિત હતું.

ચડે છે **શં**ભુની ઉપર યવનો એ ગિઝનવી,
હજુ ક્ષત્રી સામે **મ**હમુદ દિસે હામ ભીડતો;
દી ક્ષત્રીબચ્ચો સહન કરતો ના સુધી રહી,
નકી એ મ્લેચ્છો સૌ અણસમજુ છે બાલક હજુ.

સ્વદેશી ખડ્ગો જે સુભટકરની છે મગરૂરી ,
સખે ત્યાં તેનો છે પ્રલયઉદધિ કો ઉછળવો ;
મહાભાગી કો એ ઉદધિ તણું મોજું થઇ શકે ,
ગડેડાટોમાં એ વિરલ વિરલા બાહુ મળશે .

હજારો સ્વપ્નોથી મુજ હૃદય ત્યાં છે ઉછળિયું ,
મહા એ દાવામાં ચિનગી બનવા ઉત્સુક થયું ;
સુણ્યું એ ત્યાંથી આ રુધિર નવ થંડું થઇ શક્યું ,
પ્રતિ રાત્રે ચિત્રો સ્વપન મહીંએ એ જ નિરખું .

પ્રભુ નિદ્રામાંએ મુજ જીવિતનું સાર્થક કહે ,
જહીં નિર્માયું ત્યાં મુજ રુધિર વ્હેવા ગતિ કરે ;
પિતાએ બક્ષેલું ખડગ મુજ આ એ જ સૂચવે ,
વિચારો એ આવ્યે બખતર સુધાંએ કસકસે .

ન કાં ઢોળું તો હું મમ રુધિર એવી રજ મહીં ?
અહીં જેની વિશ્વે કદર કરવા કોઇ જ નહીં !
ન કો મારૂં તેમાં નક્કી કંઇ હશે હેતુ હરિનો ,
અને તેમાં ઊંડે હૃદય મમ સાક્ષી પણ પૂરે .

હતું જેનું તેને મુજ રુધિર આ સૌ અરપવા ,
ઝનૂની મ્લેચ્છોને રજપૂતપણું કૈં શિખવવા ;

મહા એ હોળીનો શૂરવીર સહે ખેલ કરવા,
ખપી ત્યાં જાવાને દૃઢ મુજ ઉરે નિશ્ચય હતો.

ભગિની માતાનું ચવન કરથી રક્ષણ થવા,
કટાતાં ખડ્ગો ને શિથિલ કરને સર્જ્ કરવા,
હરિ હાથે આપે અતિ મધુર વેળા સુભટને,
ખપી ત્યાં જાવાનો દૃઢ મુજ ઉરે નિશ્ચય હતો.

અહીં અત્યારે આ કુદરત તણું પાન કરતાં,
પ્રભુની લીલામાં હૃદય વહવી મત્ત બનતાં,
વિચારો ઘોળન્તું મુજ મગજ એ એક જ હતું,
હતું કો આનન્દે મુજ ઉર સમાધિમય થતું.

હતો હું વૃક્ષોમાં શૂરવીર તણો નાદ સુણતો,
હતો હું મૃત્યુનું રમણીયપણું કૈં નિરખતો;
હતો હું જોતો આ રવિકિરણમાં ખડ્ગ ઉડતાં,
અને દૈવી જુસ્સો ધડધડ થતો 'તો જિગરમાં.

અશાન્તિ, પીડા, કે કશીય પરવા કિન્તુ ન હતી,
પ્રભુ દોરે ત્યાં આ હૃદય વળવા તત્પર હતું;
પ્રભુ જાણે ક્યાં આ હૃદય દ્રવતું 'તું કુદરતે,
પ્રભુ જાણે શાથી સજલ મમ નેત્રો પણ હતાં.

તહીં પંખી ઉડયું ! કંઇક નજરે અમૃત ચડયું !
પ્રભુ જાણે શાથી મુજ જિગરપ્યાલું તહીં ઢળ્યું !
જહાંને જોવાની મુજ ઉરની દૃષ્ટિય પલટી !
પ્રવાસીને નૌકા નવીન વળી કોઇ મળી ગઇ !

હશે શા માટે એ મુજ. હૃદય આલમ્બ મળવો ?
નવું જોઇ કાંઈ નવીન ધબકારો ઉપડવો ?
પ્રભુએ કાં આવું મરણસમયે અમૃત ધર્યું ?
ન જાણું તેણે આ વહન મુજ આવું કયમ કર્યું ?

હતું મૃત્યુ મીઠું ! રુદન વળી વ્હાલું કયમ થયું ?
હશે શું નિર્માયું રુદન કરવું બાલક સમું ?
સખે ! ભાઇ ! ક્ષત્રીનયન રડતાં તું નિરખશે !
અરે ભોળા ! તેથી તુજ હૃદય શું લજ્જિત થશે ?

હવે હું જાણું છું, રુદન કરવું પાતક નહીં,
પ્રભુની વચ્ચે કાં જનહૃદયની ટેક ધરવી ?
પ્રભુ ખોલે ત્યારે નયન શીદને બન્ધ કરવાં ?
અરે ! એ ઘેલાં જે પ્રણય નિરખી લજ્જિત થયાં.

હજુ મૃત્યુ વ્હાલું, પણ મરણમાં ના રસ હવે,
ભરેલાં રક્તે સૌ સ્વપન મુજ હાવાં દૂર થશે;

દિસે બચ્ચાંના આ ઘડમથલના ખેલ સઘળા,
રમે મૃત્યુમાં એ સમજણ વિનાનાં રમકડાં.

હવે નિદ્રામાંએ હૃદય મુજ કૈં અન્ય રટશે,
મૃદુ સૌ સ્વપ્નોની મુજ હૃદયને લ્હાણ મળશે;
નકી નિદ્રાનું એ પ્રણયી દિલડું રાજ્ય કરતું,
અને એવું મીઠું તખત સહજે મેળવીશ હું.

અહો! ઔદાર્યોની ઉપકૃતિ તણા ભાવ મધુરા,
ન જોનારી એવી જગત પર કૈ આલમ વસે;
વસે છે, જીવે છે; ગતિ પણ કરે ને મરી જતી,
ન જાણે શું જીંવ્યું? રસિક ગતિ શું? ને મરણ શું?

અહીં કિન્તુ બીજું જગત મધુરૂં છે રસભર્યું,
સદા નિઃસ્વાર્થે જે હૃદય અરપીને સુખી થતું;
સખે! જેની દૃષ્ટિ લશકર હજારો વશ કરે,
સખે! જેથી યોદ્ધા ખડગ નિજ છોડી પદ પડે.

અકેકા સૌન્દર્યે નજર કરતાં જે પિગળતું,
અકેકી દૃષ્ટિથી જગત સઘળું આર્દ્ર કરતું,
પ્રતિ હૈયું પ્રેમે અમર બનતું અમૃત બની,
પ્રતિ વ્યકિત પ્રેમે હૃદય દ્રવતાં જ્યાં પ્રભુ થતી

પહેલી સૃષ્ટિનો અનુભવ મને છે હજુ સુધી,
સખે ! ખોયું આયુ હજુ સુધી ઉરે બાલક રહી;
સખે ! બાલ્યાવસ્થા ગત થઇ અને મત્યુ જ મળે,
તહીં એ શું મીઠું, મુજ હૃદય તે ખૂબ સમજે.

નથી કૈં પસ્તાવો ગત વય તણો આ જિગરને,
સખે ! આ હૈયાને નવ અણગમું વા મરણ છે;
સખે ! આ હૈયાની લહરી સુખી સંતુષ્ઠ સઘળી,
બધી છે તૈયારી મરણવશ થાવા ક્ષણ મહીં.

નવું જોવું છે તે મુજ નયન ના જોઇ શકશે,
જતાં મૃત્યુ પાસે અનુભવ નકી એ રહી જશે;
સખે ! એ કાંટાએ મુજ જિગરમાં કૈં ખટકશે,
છતાં એ કાંટાની પ્રતિ ખટક માધુર્ય ધરશે.

ન જે કૈં જાણે છે ઉપકૃતિ તણા ભાવ મધુરા,
ન છે જેની પાસે કદર કરવા સાધન જરા,
સખે ! તેને માટે રુધિર નિજ અર્પી સળગવું,
મજા શી છે તેમાં ? મરણ મહીં એવા રસિક શું ?

વહાવી વ્હેળાંને રુધિરમય આ વિશ્વ કરવું,
બતાવી બાહુને શૂરવીરપણાને ભજવવું,

અરે ! વા કંટાળી કટુ જગતથી દૂર પળવું,
સખે ! શું તેનાથી મધુતર નહીં અર્પણ થવું ?

સખે ! શસ્ત્રો ત્યાગી, જીવન વધું આશામય કરી,
સખે ! મૃત્યુને એ મધુર ઝળકે રંગીન કરી;
સખે ! નિઃસ્વાર્થે જે હૃદય અરપે, કૈં જ અરપે,
ઇશારે તેને ના કયમ હૃદય આધીન કરવું ?

મજા એ મીઠી તો મુજ હૃદયને સ્વપ્ન સરખી,
છતાં એ સ્વપ્નું તો મુજ જીવિતની સૌ સફલતા;
નવું મીઠું કાંઇ મુજ નયન પીતાં પ્રતિ પળે,
ઘડી, બે દ્દહાડા, કે જીવિત મુજ આ, વા યુગ રહે.

પ્રભુએ અર્પેલી મધુર ચિનગી વ્યર્થ ન હશે,
કદી કોઇથીએ કુદરત રમે ના મશકરી;
પ્રભુની દૃષ્ટિ ના નિશફળ પડી કે ન પડશે,
પછી મારે માટે ક્રમ ફરી જશે કાં કુદરતી ?

નવો કાંઇ યુદ્ધે મુજ હૃદય આલમ્બ ધરશે,
નવો હેતુ કાંઇ હૃદયબલનો પ્રેરક થશે;
નવી મીઠી મૂર્તિ મુજ હૃદય કૈં પૂજી મરશે,
સખે ! ઈશે ઇચ્છયું નવીન કંઇ તો તે બની જશે.

શંભુ પરે છે હજુ એજ શ્રદ્ધા,
ન કોઇ શ્રદ્ધા દુખણી કદી, સખે !

સદા સહ્યું તે સુખથી સહે છે,
આવું સહેવું પ્રભુ સર્વદા દે;
સૌન્દર્યના સ્નેહ તણાં દુખી તે !
સુખી, બીજાંથી વધુ કૈં સુખી, સખે !

સહુ સ્થળો એક જ હર્ષ આપે,
સૌ કાલનાં પ્રેમ પડોય કાપે;
અહીં તહીંનો નવ ભેદ પ્રેમે,
જવું અહીંથી પણ આજ ના, સખે !

પ્રભુ તણાં દર્શન જ્યાં થયાં છે,
જ્યાંથી વહાયાં મૃદુ આંસુડાં છે,
જ્યાં અન્ધતાના પડદા તૂટ્યા છે,
તે કાલસ્થાનો પ્રિય પ્રેમીને, સખે !

આ કૂચ મોકુફ કરીશ આજે,
આ સ્થાનમાં કાંઇ ઠરીશ આજે;
હવે મૃદુ કાંઇ ઘડીશ આજે,
પ્રયાણ કાલે કરશું સુખે, સખે !

અનુષ્ટુપ.

ઊભો એ મિત્રનો ટેકી ઉભો શાન્ત હમીરજી,
સખાની અશ્રુથી ભીની ઢળે છે કંઈ આંખડી.

સુગન્ધી વાયુની લ્હેરી થંડી મન્દ વહી જતી,
ચોપાસે માનવીનો કો આવે ના શ્રવણે ધ્વનિ.



# સર્ગ બીજો.

## નિમન્ત્રણ.

### શાર્દૂલવિક્રીડિત.

જે વૃત્તિચિનગી સદા પ્રણયમાં દાવા બની મ્હાલતી,
જેની જ્યોતિ અનેક રંગ પલટી લાલી પ્રસારી રહી,
જેની ઉજ્વલતા યથાર્થ સઘળે સમ્બન્ધ જોડી વહે,
તે વૃત્તિ ચિનગી તણી મધુરતા આ બીન ગાતું રહે.

### અનુષ્ટુપ.

ચાલતા સૈન્યને આજે ત્યાંનું ત્યાં ફરી રોકવા,
દુઃખી કૈં મિત્ર યોદ્ધાનો ગયેલો છે પડાવમાં.

### ઉપજાતિ.

અકારણે જે ઉરને ગમેલો,
હૈયા તણા તખ્ત પરે રહેલો,
તે મૂર્તિમાં મગ્ન હમાર થાતો,
બને ફરી સુન્દરનો ચિતારો.

તે નેત્ર ને તે મુખની સુરેખા,
ભાવો સહુ જે હૃદયે ઘડેલા,
પ્રત્યેક તે છાપ ઉઠી રહી ઉરે,
પ્રત્યેકમાં સાધી રહ્યો સમાધિ.

વૃક્ષો, લતા, પુષ્પ, સમીર, વારિ,
વિશાલ ભૂરૂં નભ જે ઝુમી રહ્યું,
આ વિશ્વ આખું બનતું પ્રવાહી,
સ્વીકારવા છાપ ઉદાર સર્વ તે.

વસન્તતિલકા.

બ્રહ્માંડ પ્રેમી નિરખે પ્રિય વસ્તુ માંહીં,
બ્રહ્માંડહર્મ્ય તણી એક જ પ્રેમ ચાવી;
તાળું ઊંડા ઉરનું એક જ ખોલતામાં
ભાગોળ વિશ્વ તણી સર્વ તૂટી પડે છે.

શાર્દૂલવિક્રીડિત.

પૂરો વિશ્વ તણો મહાન રસ કો જે નેત્ર પામી શક્યાં,
તેને નેત્ર તણા સહુય રસમાં છૂટી સદા મ્હાલવા;
જે હૈયે સઘળુંય વીરરસમાં રેડ્યું હતું રક્તને,
તેને આ કરુણા તણા જલધિને જાવું તળે સ્હેલ છે.

# સર્ગ બીજો.

## નિમન્ત્રણ.

### શાર્દૂલવિક્રીડિત.

જે વૃત્તિચિનગી સદા પ્રણયમાં દાવા બની મ્હાલતી,
જેની જ્યોતિ અનેક રંગ પલટી લાલી પ્રસારી રહી,
જેની ઉજ્વલતા યથાર્થ સઘળે સમ્બન્ધ જોડી વહે,
તે વૃત્તિ ચિનગી તણી મધુરતા આ બીન ગાતું રહે.

### અનુષ્ટુપ.

ચાલતા સૈન્યને આજે ત્યાંનું ત્યાં ફરી રોકવા,
દુઃખી કૈં મિત્ર યોદ્ધાનો ગયેલો છે પડાવમાં.

### ઉપજાતિ.

અકારણે જે ઉરને ગમેલો,
હૈયા તણા તખ્ત પરે રહેલો,
તે મૂર્તિમાં મગ્ન હમાર થાતો,
બને ફરી સુન્દરનો ચિતારો.

તે નેત્ર ને તે મુખની સુરેખા,
ભાવો સહુ જે હૃદયે ઘડેલા,
પ્રત્યેક તે છાપ ઉઠી રહી ઉરે,
પ્રત્યેકમાં સાધી રહ્યો સમાધિ.

વૃક્ષો, લતા, પુષ્પ, સમીર, વારિ,
વિશાલ ભૂરૂં નભ જે ઝુમી રહ્યું,
આ વિશ્વ આખું અનતું પ્રવાહી,
સ્વીકારવા છાપ ઉદાર સર્વ તે.

વસન્તતિલકા.

બ્રહ્માંડ પ્રેમી નિરખે પ્રિય વસ્તુ માંહીં,
બ્રહ્માંડહર્મ્ય તણી એક જ પ્રેમ ચાવી;
તાળું ઊંડા ઉરનું એક જ ખોલતામાં
ભાગોળ વિશ્વ તણી સર્વ તૂટી પડે છે.

શાર્દૂલવિક્રીડિત.

પૂરો વિશ્વ તણો મહાન રસ કો જે નેત્ર પામી શક્યાં,
તેને નેત્ર તણા સહુય રસમાં છૂટી સદા મ્હાલવા;
જે હૈયે સઘળું ય વીરરસમાં રેડ્યું હતું રક્તને,
તેને આ કરુણા તણા જલધિને જાવું તળે સ્હેલ છે.

# સર્ગ બીજો.

## નિમન્ત્રણ.

### શાર્દૂલવિક્રીડિત.

જે વૃત્તિચિનગી સદા પ્રણયમાં દાવા બની મ્હાલતી ,
જેની જ્યોતિ અનેક રંગ પલટી લાલો પ્રસારી રહી ,
જેની ઉજ્વલતા યથાર્થ સઘળે સમ્બન્ધ જોડી વહે ,
તે વૃત્તિ ચિનગી તણી મધુરતા આ બીન ગાતું રહે .

### અનુષ્ટુપ.

ચાલતા સૈન્યને આજે ત્યાંનું ત્યાં ફરી રોકવા ,
દુઃખી કૈં મિત્ર યોદ્ધાનો ગયેલો છે પડાવમાં .

### ઉપજાતિ.

અંકારણે જે ઉરને ગમેલો ,
હૈયા તણા તખ્ત પરે રહેલો ,
તે મૂર્તિમાં મગ્ન હમાર થાતો ,
બને ફરી મન્દરનો ચિતારો .

## હરિણી .

સફલ ઘડીઓ આવી કિન્તુ અનેક ન સાંપડે ,
અમર બનવા આવું પૂરૂં સુધા ન મળી શકે ;
તરુણ પ્રણયી ! તારે માટે હજો જરી દીર્ઘતા ,
તુજ હૃદયમાં આવી લ્હેરી ધરો સ્થિરતા જરા .

## અનુષ્ટુપ .

પરન્તુ કોણ છે ઊભું સામે ટેકરી ઉપરે ?
આકૃતિ દૂરની એ કૈં જૂદા ભાવ ઉરે ધરે .

## ઉપજાતિ .

પાષાણની કોઈ શિલા પડી ત્યાં ,
પાસે પડ્યા કંટક થોરના છે ;
અહીં તહીં પિંજર હાડકાનાં ,
પડી રહ્યાં કૈંક પશુ તણાં છે .

વૃક્ષો પરે લાલ ત્રિશૂળ ભાસે ,
સિન્દૂરના સર્પ દિસે વળી કૈં ;
નીચે સૂકાં ખેતરના પથારા ,
કને જ મોટો પટ ક્ષાર ભૂમિનો .

તેનાં આજીવિકા મહીં જ નયનો પૂરાં શકે છે ઠરી ;
તે ઉચ્છિષ્ટ પદાર્થને જ પ્રથમે તે આંખ નિહાળતી.

ભાવો અન્ય મહીં કદી નયન એ ના ના ઉડે આંધળાં,
એવા પામર જીવડા જગત આ જોઈ કદી ના શકયા ;
નીતિમાર્ગ ત્યજી રહે હૃદય એ આજીવિકા પામવા,
તેની પ્રાપ્તિ પછી સદાય સહેજે નીતિય તે પાળતા.

તેને જીવિત રક્ષવાથી અધિકી ના ના અપેક્ષા કશી,
તેથી કાર્ય પરાર્થનાં ચલવવા પામ્યા બલે કૈં નથી ;
નિન્દા વા સ્તુતિથીય તે હૃદયના તારો નહીં કમ્પતા,
એ હો! આ અસુરો હજુ જડ થકી થોડા જ કૈં છે વધ્યા.

જ્યારે આ જડનાં કઠિન પશુઓ ઘેરાઈ જાતાં કદી,
જ્યારે શૌર્ય તણા મહાન કરમાં આવી જતાં કોઈ દી ;
ત્યારે તે શકતાં સમાન બલને નાસી જતાં દાખવી,
સ્ત્રી પાસે નિજ એ પરાક્રમ તણી શ્લાઘા કરે છે વળી.

તેઓના દૃઢ શ્યામ સૌ અવયવે એ સ્થૂલ લોહી વહે,
તેનાં બાલક કૈંક દીર્ઘ યુગથી એ રકત પામ્યાં કરે ;
તેની દેવીય માંસ ને રુધિરમાં તૃપ્તિ સદા માનતી,
જેને એ તલવાર બાલક તણું લોહી ફાણું હોમતી.

ઝળહળ ઝળકંતાં તીરનાં કેં ફળાંઓ,
સુરતટ પર ચારે બાજુથી દોડી આવે.

### ઉપજાતિ.

શું વાદળીના કટકા થઇને,
ઉપાડતા વિદ્યુત દોડી આવે!
પાષાણ વા આ ગિરિશૃંગના સૌ,
વર્ષાવતા હિમનું ઝાપટું શું?

### અનુષ્ટુપ.

દોડતા આવતા ભીલો વીંટી લેઇ હમીરને,
બોલતા બૂમ પાડીને, "મૂકી દે હથિયારને."

### શાર્દૂલવિક્રીડિત.

જે લોકો પશુઓ શરીરબળને પ્રાધાન્ય આપી જીવે,
જેઓ આજીવિકા મહીં જ સઘળું આ ઝિંદગીનું ગણે,
પોતાનું સ્થૂલ પોષતાં હૃદય જે પોષ્યું ગણે વિશ્વને,
ઢાંકી સ્વાર્થ વડે સદા નયનને જે આયુ પૂરૂં કરે.

તેઓ રાક્ષસ અન્યનું જ ઝુંટવી ખાતાં સદા રીઝતા,
પોતાના વ્યવહારની સફલતા તેમાં જ તે માનતા;

એ વૃત્તિને ધારી રહેલ અંગો,
એ ભાવને દાખવતાં દિસે છે;
એ ધૈર્ય એનું સ્મિત એ હસે કૈં.
વીરત્વમાં વીર દિસે તરંતો.

આ સિંહ જે જાતિથી ઉતરેલો,
જે ભવ્યતામાં જ સદા વસેલો;
તેમાંય જૂદો જ કંઈ વટીલો,
પિછાન તે આકૃતિ સર્વ આપે.

તે અંગનાં ભૂષણ શસ્ત્ર સર્વે,
તે કન્યકાના ઉરમાં વસ્યાં છે;
આ ભીલની લાલચ કૈં બન્યાં છે,
આશ્ચર્ય કે કૈં જ નવું નહીં એ.

સૌ ભિન્ન વૃત્તિ–સહુ ભિન્ન દૃષ્ટિ,
ઊંચા નીચા કૈંક અનેક હેતુ;
બ્રહ્માંડના ચક્રની ભિન્નતાને,
સૌન્દર્યનો મોહ સમાન કાંઈ.

* * * * *

## ઉપજાતિ

ક્ષત્રી ઉભો આ રણવીર આંહીં ,
નેત્રો ઠરી ત્યાં મુજ જાય છે ;
ન તાર તૂટ્યો હજુ પ્રેમનો છે ,
હજુય ખડ્ગે કર એ ઠર્યો છે .

ક્ષત્રીત્વને જીવન માનનારૂં ,
પરાર્થમાં ખડ્ગ ઉપાડનારૂં ;
બ્રહ્માંડનું વિક્રમ ધારનારૂં ,
નસેનસે રક્ત વહી રહ્યું છે .

જે વિષ્ણુના બાહુ થકી વહેલું ,
ઉદાત્તવૃત્તિ ગ્રહી ઉતરેલું ;
જેને સુધા ચંદ્ર થકી મળેલું ,
તે રક્તનું ભૂષણ આ દિસે કો .

કો ધૈર્યના ઉગ્ર મહાન સિન્ધુ ,
શાન્તિ તણા કો દૃઢ પહાડ મેરૂ ;
વા દર્પના કો સ્થિર કેન્દ્ર જેવું ,
હૈયું દિસે કે યુગથી ઘડેલું .

## અનુષ્ટુપ.

ક્ષણમાં રક્ત એ ઊનું હૈયામાં ધગતું હતું,
ક્ષણમાં શાન્ત જૂદું કૈં એ હૈયે દ્રવતું બન્યું.

## શિખરિણી.

અહો ! એ કો જેણે નિજ હૃદયનું અર્પણ કર્યું,
હર્યું મીઠી લૂટે નિજ હૃદય જેણે પલકમાં ?
છબી એ જાગે છે ફરી નયનને આર્દ્ર કરતી,
વહે પાછી લ્હેરી સદય અનિલે એ શઠ ભરી.

## વસન્તતિલકા.

નિઃસ્વાર્થ ક્યાં હૃદયઅર્પણ એ રસીલું ?
ક્યાં મોહનિ સભર એ દરિયાવ જેવી ?
બાલાની એ રસિક ક્યાં ઉપકારવૃત્તિ ?
ક્યાં ઉચ્ચ એ જિગરતખ્તની બાદશાહી ?
આ ક્યાં શરીરપરનુંય લૂટી જનારા,
વિશ્વે સદા અધમ આમ જ ઘૂમનારા ;

### અનુષ્ટુપ.

સાંભળી બોલ એ તીખો ‘ મૂકી દે હથિયારને , ’
ફરી કૈં જાય છે જૂદું લોહી એ મુખ ઉપરે .

### વસન્તતિલકા.

એ જાય હસ્ત ઉપડી નિજ ખડ્ગમૂઠે ,
એ વીજળી ધગધગી ફુફવાટ દે છે ;
એ ખડ્ગબિંબ ધૂજતા જલમાં છવાતાં ,
અંગારથી ધખધખ્યું સર એ દિસે છે .

શું આજ ક્ષત્રી પર પામર આમ આવ્યા ?
શું એક સિંહ પર વાનર લાખ ફાવ્યા ?
એ યોધનું વદન એ જ વિચાર બોલે ,
એ યોધનાં નયન એ જ હસી રહ્યાં છે .

વીરત્વથી પુલકતાં સહુ અંગ અંગો ,
એ ખેલવા રમત તત્પર હર્ષ સાથે ;
જ્યાં જ્યાં પરાક્રમ તણો પ્રિય સાદ થાતો ,
ત્યાં સજ્જ છે હૃદય વીર તણું સદાએ .

તેનો જ બાલપણનો ત્યજી મિત્ર તેને,
આજે કૃપા અવર યાચતી આ કરે છે!

જે આ પ્રવાસ તણી અર્પણની ઘડીમાં,
સંસારસંપદની પુણ્ય કૃતાર્થતા છે;
તેથી વિમુખ હતભાગી ઉરો નિહાળી,
હૈયું મહાન હસતાં અનુકમ્પતું કૈં.

એ યોધનું હૃદય કૈં વહને પડ્યું છે,
એ મૂછ કાંઇ ફરકી હસવા ચડે છે;
ભીલો ભણી નયન શાન્ત રસાલ ચોટે,
ઉચ્ચાર કાંઈ કરતું મુખ એ દિસે છે.

**શાર્દૂલવિક્રીડિત.**

! કો સદભાગ્ય આજ તમને લાવ્યું ઉપાડી અહીં!
ા મુજ ભાઇઓ! હરખજો સૌ આજ ફાવી જઇ!
શુણવા કદીય તમને ના ના પ્રસંગો યા!
સમશેરને નિરખવા ના કાળ આ ા!

ઇતિહાસનો દિવસ આ તમે
હથિયાર આમ ફૂ ના

અન્વાર આ જગતનો હૃદયે પીનારા ?
આવો વિરોધ નિરખી નયનો હસે એ.

ખુલ્લી થઇ ચમકતી અસિ હાસ્ય આપે,
ને મ્યાન ખડ્ગ કરવા કર એ વળે છે;
છોડી દઈ કમરબન્ધ અને અસિને,
વ્હાલું દરેક હથિયાર નીચે ધરે છે.

જેનો સ્વભાવ નવ પીઠ બતાવવાનો,
જેનો સ્વભાવ નવ શીષ નમાવવાનો;
તે પ્રેમથી હૃદય મીણ થઈ જઇને,
હા ! નોતરે સહુય આયુધ લેઇ જાવા !

બાલાની મુગ્ધ રતિને ધરનાર હૈયે,
જાદુઇ એ રસભરી છબીની સ્મૃતિમાં;
જે દૃષ્ટિ છે સબલ સર્વ બચાવવાને,
તે નોતરે સહુય આયુધ લેઇ જાવા !

જે ખડ્ગનો અસુર ત્રાસ ધરી ધ્રૂજે છે,
જે ખડ્ગનો સુર સહુ ઉપકાર ગાતા;

તેનો જ બાલપણનો ત્યજી મિત્ર તેને,
આજે કૃપા અવર યાચતી આ કરે છે!

જે આ પ્રવાસ તણી અર્પણની ઘડીમાં,
સંસારસંપદની પુણ્ય કૃતાર્થતા છે;
તેથી વિમુખ હતભાગી ઉરો નિહાળી,
હૈયું મહાન હસતાં અનુકમ્પતું કૈં.

એ યોધનું હૃદય કૈં વહને પડ્યું છે,
એ મૂછ કાંઇ ફરકી હસવા ચડે છે;
ભીલો ભણી નયન શાન્ત રસાલ ચોટે,
ઉચ્ચાર કાંઈ કરતું મુખ એ દિસે છે.

## શાર્દૂલવિક્રીડિત.

" આહો! કો સદભાગ્ય આજ તમને લાવ્યું ઉપાડી અહીં!
એ ભોળા મુજ ભાઇઓ! હરખજો સૌ આજ ફાવી જઇ!
ગોહેલો શુણવા કદીય તમને ના ના પ્રસંગો મળ્યા!
ક્ષત્રીના સમશેરને નિરખવા ના કાળ આ યોગ્ય વા!

આજે કો ઇતિહાસનો દિવસ આ મ્હોટો તમે માનજો,
ક્ષત્રીનાં હથિયાર આમ મળતાં ફૂલાઇ ના ના જજો

આવાં સાહસથી હવે જીવિતને દૂરે સદા રાખજો,
ભોળાં! લૂટ મહીં હવે અનુભવી કાંઇ વધારે થજો.

અત્યારે તલવારથી રુધિરને ઇચ્છા નહીં ઢોળવા,
કો પ્રાણી પર આજ કૈં ઉપડવા નારાજ છે હસ્ત આ,
મારા ખડ્ગવતી જીવાડી શકું તો ઇચ્છા જ જીવાડવા,
આ લોહી સઘળુંય ત્યાં હૃદય આ તૈયાર છે અર્પવા.

આ હોમાઇ જતી જહાં પ્રતિપળે મૃત્યુ તણા મ્હોં મહીં,
તેને પોષણ આપવા અમર કો મીઠી વહે વીરડી;
તેનું પાન કરી અહીં હૃદય આ આજે હતું મ્હાલતું,
કોઇનેય બચાવવા મગજ આ વિચાર છે ઘોળતું.

આ મારી તલવાર, આ હૃદયનું વીરત્વ ને શૌર્ય આ,
ને ક્ષત્રીવટના પરાક્રમ તણી ચાલી જતી નીક આ;
તે સૌથી ઉર માત્રથી જગતને જે કો બચાવી શકે,
તેમાં પૂર્ણ વિશેષ કાંઈ પ્રભુતા દૈવત્વ કાંઇ દિસે.

ભાઇ! આ સમશેરથી નવીન કૈં શીખાય તો શીખજો,
હા! તેના ઉપયોગમાં તમ ઉરો કાંઇ વિશાળાં થજો;
ક્ષત્રીની પ્રિય લાગણી ગૃહ મહીં રાખી સદા પૂજજો,
ને આ ખડ્ગ ઉપાડવા હૃદયથી કૈં કેળવાતા થજો."

### અનુષ્ટુપ.

વેગડો ભીલનો રાજા આવે પાસ હમીરની,
વૃદ્ધ એ આકૃતિ ભાસે જૂદી કેં સહુ ભીલથી

### ઉપજાતિ.

મૂછો અને શીષ સહુ રૂપેરી
કેં પ્રૌઢ, કેં ગંભીર, શાનત ભસે;
તોફાન કેના મુખમાં લિસોટા
વાતો કહે છે ગત ક્રૂરતાની

છે કાળથી પાઠ કંઇક લીધો
છે મૃત્યુમાં આંખ હવે ઠરેલી;
છે ક્રૂર પ્યાલો બહુએ પીધેલો,
પીવા હવે તે થઈ કેં અરુચિ.

તોફાનમાં સર્વ વીતેલ આયુ
વીતી ગયું સ્થૂલ જ પોષવામાં;
કાળે કર્યો છે પણ કેં ઘસારો
હૈયા પરે કોમળતા તણો એ.

કે કાલથી ઝાલિમતા બજાવી,
નીકો કંઈ રકત તણી વહાવી,
જે મૈં કર્યું તે સહુ પૂર્ણ કીધું,
તૃપ્તિ તણું રાજ્ય દિસે લીધેલું.

સૌ ભિન્ન વૃત્તિ, સહુ ભિન્ન દૃષ્ટિ
ઊંચી નીચી કૈંક ગતિ જનોની;
સંસારના ચક્રની ઉગ્રતાઓ,
તૃપ્તિ પછી શાન્ત ઉદાર થાતી.

ટોળી તણું રાજ્ય ચલાવવાને
ધીમે ધીમે નાયક એ થયો 'તો;
કૈં ઉચ્ચતાહીન સ્વભાવ કોઈ
સત્તા તણું તખ્ત સ્વીકારતું ના

લૂટે જ છે ઉત્કટ અંગ કીધાં,
લૂટે જ અંગો દૃઢ છે રહેલાં;
ના કૈં હજુ રક્ત વિના રુચે છે,
લૂટે હજુ તત્પર હસ્ત એ છે.

કિન્તુ બલે જે કંઇ પ્રાપ્ત થાતું,
તેમાં હતો એ સ્થિર ભાવ કીધો;
વિના પ્રયાસે મળતું હતું જે,
કૈં ભાવ કે લોભ થતો ન તેમાં.

હતો વળી આશ્રમધારી કાંઈ,
વ્હાલાં હતાં એ ઉરને થયાં કો;
જે કૈં મળે આશ્રમને નિવાસે,
આનન્દ તેને મળતો હતો તે.

પ્યારો હતો તે ઉરને આતથિ,
તેને સદા આદર આપતો તે;
એ વજ્ર હૈયું તહીં આર્દ્ર થાતું,
ને આર્દ્રતા એ રુચતી હતી કૈં.

જે કોઇ તેના બલને સપાટે
સામે થઈ ટક્કર ઝીલતું 'તું;
વા કોઇ તેને સપડાવતું 'તું,
તેના ભણી માનની દૃષ્ટિ થાતી.

શોભાવતું જે હથિયાર તેને
ખાહેશથી તે કરતો અતિથિ ;
સમાન ભાવો જરી સ્પર્શતામાં ,
પ્રીતિ તણી જાગ્રત જ્યોતિ થાતી .

વસન્તતિલકા.

જે શાન્તિથી દૃઢ તહીં રજપૂત ઉભો ,
વીરત્વનો મુખ પરે સ્થિર વાસ જે છે ;
જે ઉગ્ર શક્તિ રુધિરે વહતી દિસે છે ,
તે વેગડો સહુય જોઈ શક્યો હતો કૈં .

પોતા સમા ઝપટના કરનાર સામે ,
જે એતસાઈ મુખ દાખવતું હતું એ ;
જે શૌર્ય ધૈર્ય હૃદયે ઝળકી ઉઠ્યાં ’તાં ,
તે નેત્ર એ સહુય જોઈ શક્યાં હતાં કૈં .

જે મિષ્ટ બોલ સ્મિતથી જ યુવાન બોલ્યો ,
ઉત્કૃષ્ટતા હૃદયની સમજ્યો તહીં કૈં ;
જે ભાવથી ખડગ ભૂમિ પરે ધર્યું ’તું ,
તેમાં શક્યો નિરખી એ ઉરનો પ્રભાવ .

જેવો અમ નગરમાં ઉત્સવ થશે,
ભીલોને રજપૂત તણાં દર્શન થશે;
આંહીં જરૂર કંઇ થાકે ઉતરશે,
માટે એ કયમ ન મુજ ઘેરે આટકશે?

અનુષ્ટુપ.

આજ મધ્યાહ્નને ઘામ આ તડકો ધખ્યો,
દૂર આંહીંથી જવાનું નવ નામ લ્યો."

ઉપજાતિ.

સાનન્દ આશ્ચર્ય હમીર ઉભો,
એ ભીલના ભાવ નિહાળતો કૈં;
એ લૂટનારા પર આર્દ્ર હૈયું,
સ્નેહે ભર્યું કાંઇ વહી રહ્યું છે.

તે ભીલને કાંઇ વિશેષ જોવા,
ઔત્સુક્ય છે નેત્ર મહીં તરન્તું;
તે સ્થાનને કાંઇ વિશેષ જોવા,
મોજું વહે છે હૃદયે કુદન્

ભીલો તણો લૂટ મહીં સરદાર થાતાં,
ભાસ્યો થતો અતિથિને પણ લૂટનારો;
જે ઉચ્ચસ્થાન ઉરથી વિહરી શકાયું,
ત્યાંથી ગમે ન પડવું કદિ કોઇને એ.

અનુષ્ટુપ.

વળી જે આંખની મીટે ના ના ભીલ સહી શકે,
હસ્ત એ અંગની સામે શી રીતે ઉપડી શકે?

શાર્દૂલવિક્રીડિત.

કાંઈ આર્દ્ર થતો હવે હૃદયથી એ ભીલ નીચે નમે,
લેઇ ભૂષણ અસ્ત્ર શસ્ત્ર સઘળાં દેતો ફરી યોધને;
જેને લેઈ જવા નિમન્ત્રણ હતું આભૂષણો સર્વ એ,
તે આમન્ત્રણ આપતો હમીરને થાવા અતિથિ ગૃહે.

શિખરિણી.

" નહીં આજે મારૂં પતિત ઘર શું પાવન થશે?
પ્રવાસી આવાનું પૂજન કરી કાં ભીલ ન શકે?
અહો શૂરા! આજે ઘટિત નવ આ સ્થાન તજવું,
અમો આવાને એ ઘટિત નવ ઠેલી વહી જવું.

દિવાળીના જેવો અમ નગરમાં ઉત્સવ થશે,
અમારા ભીલોને રજપૂત તણાં દર્શન થશે;
પ્રવાસીનો આંહીં જરૂર કંઇ થાકે ઉતરશે,
વિસામા માટે એ કયમ ન મુજ ઘેરે અટકશે ?

અનુષ્ટુપ.

હવે તો આજ મધ્યાહ્ને ઘામ આ તડકો ધખ્યો,
આજ તો દૂર આંહીંથી જવાનું નવ નામ લ્યો."

ઉપજાતિ.

સાનન્દ આશ્ચર્ય હમીર ઉભો,
એ ભીલના ભાવ નિહાળતો કૈં;
એ લૂંટનારા પર આર્દ્ર હૈયું,
સ્નેહે ભર્યું કાંઇ વહી રહ્યું છે.

તે ભીલને કાંઇ વિશેષ જોવા,
ઔત્સુક્ય છે નેત્ર મહીં તરન્તું;
તે સ્થાનને કાંઇ વિશેષ જોવા,
મોજું વહે છે હૃદયે કુદન્તું.

ભીલો તણો લૂટ મહીં સરદાર થાતાં,
ભાસ્યો થતો અતિથિને પણ લૂટનારો ;
જે ઉચ્ચસ્થાન ઉરથી વિહરી શકાયું,
ત્યાંથી ગમે ન પડવું કદિ કોઇને એ.

### અનુષ્ટુપ.

વળી જે આંખની મીટે ના ના ભીલ સહી શકે,
હસ્ત એ અંગની સામે શી રીતે ઉપડી શકે?

### શાર્દૂલવિક્રીડિત.

કાંઈ આર્દ્ર થતો હવે હૃદયથી એ ભીલ નીચે નમે,
લેઈ ભૂષણ અસ્ત્ર શસ્ત્ર સઘળાં દેતો ફરી યોધને ;
જેને લેઈ જવા નિમન્ત્રણ હતું આભૂષણો સર્વ એ,
તે આમન્ત્રણ આપતો હમીરને થાવા અતિથિ ગૃહે.

### શિખરિણી.

" નહીં આજે મારૂં પતિત ઘર શું પાવન થશે?
પ્રવાસી આવાનું પૂજન કરી કાં ભીલ ન શકે?
અહો શૂરા! આજે ઘટિત નવ આ સ્થાન તજવું,
અમો આવાને એ ઘટિત નવ ઠેલી વહી જવું.

દિવાળીના જેવો અમ નગરમાં ઉત્સવ થશે,
અમારા ભીલોને રજપૂત તણું દર્શન થશે;
પ્રવાસીનો આંહીં જરૂર કંઇ થાકે ઉતરશે,
વિસામા માટે એ કયમ ન મુજ ઘેરે અટકશે?

અનુષ્ટુપ.

હવે તો આજ મધ્યાહ્ને ઘામ આ તડકો ધખ્યો,
આજ તો દૂર આંહીંથી જાવાનું નવ નાસ લ્યો."

ઉપજાતિ.

સાનન્દ આશ્ચર્ય હમીર ઉભો,
એ ભીલના ભાવ નિહાળતો કૈં;
એ લૂંટનારા પર આર્દ્ર હૈયું,
સ્નેહે ભર્યું કાંઇ વહી રહ્યું છે.

તે ભીલને કાંઇ વિશેષ જોવા,
ઔત્સુક્ય છે નેત્ર મહીં તરન્તું;
તે સ્થાનને કાંઇ વિશેષ જોવા,
મોજું વહે છે હૃદયે કુદન્તું.

# સર્ગ ૩.



## મિજમાની.

### શાર્દૂલવિક્રીડિત.

જે જે ઉત્સવની મહાન ઘડીઓ દેવો કરે દૈત્યને-
જ્યાં જ્યાં સંકુલતા ત્યજી જગ ગ્રહે એકાગ્ર આચારને-
જેથી સંગતિ-સંપ-પ્રેમ તરફે જાતું વળી માનવી-
તે તે ઉત્સવની મહાન ઘડીઓ આ બીન ગાજો સ્મરી.

---

### અનુષ્ટુપ.

સ્વીકારી નોતરૂં જાતો પડાવે ફરી યોધ એ,
થાપડી અશ્વને હેતે તંબુ બહાર જરા ઉભે.

### ઉપજાતિ.

હુક્કા તણી ત્યાં વરદી અપાતી,
હજુ કસુંબો ગળણી મહીં છે;

## શાર્દૂલવિક્રીડિત.

" હું તો મૃત્યુ તણો મુસાફર બની દોરાઇ જાનાર છું,
એ મીઠો દિન આજથી જ નજરે પ્રેમે જ જોનાર છું;
ત્યાં વા જ્યાં લઇ જાય ભાવિ મુજને ત્યાં ના અરુચિ મને,
કોઇ એક દિશા પરે નયન આ ના ઠારવાનાં મને.

આ મારા સમશેરનો સમય તો છે દૂર કાંઇ હજુ,
આવું આ સ્થળ છોડવા હૃદયને ના કૈં ત્વરા છે હજુ;
ભાઈ! હું સુખથી કરીશ સ્થિરતા આજે તમારી સહે,
જોતાં ભીલ તણી વિચિત્ર નગરી આનન્દ થાશે મને.

### અનુષ્ટુપ.

ઠેલશે મૃત્યુમાં એ ના સ્નેહી આદર સ્નેહનો,
નિર્ગુણી હું સમાને તો કાળનો હોય લોભ શો?

———— ————

## અનુષ્ટુપ.

વેગડો જાય છે પાછો પોતાના ગઢમાં અને
કિલ્લા ને ગામ માંહેથી બોલાવે સહુ ભીલને.

## ઉપજાતિ.

તે રાત્રીએ ભોજન સાથ લેવા
સૌ ભીલને સ્નેહથી નોતરે તે;
આજ્ઞા કરે છે શણગારવાને
કિલ્લો અને ગામં ઉતાવળેથી.

દોડી ગયા ભીલ અહીં તહીં સૌ
ને ગામમાં વાત હજાર ફેલી;
શોભાવવાને નિજ હાટડાં ગૃહો
લાગી ગયાં છે સહુ કાર્ય માંહીં.

હુક્કો લઇ હાથ મહીં રૂપેરી
હર્ષે ફરે નાયક ભીલનો ત્યાં;
સંધ્યા તણી રાહ નિહાળતો કૈં
ઔત્સુક્યથી સૂર્યભણી જુવે છે.

### મન્દાક્રાન્તા.

ધીમે ધીમે કિરણ રવિનાં કાંઇ પીળાશ ધારે,
થંડી થાતી અનિલ લહરી બાગમાં શાન્ત ચાલે;
લાંબી પાંખો કરી કરી શુકો ખાય છે કૈં બગાસાં,
છાયા છોડી ગગન ફરવા થાય છે શાદ મીઠા.

નિદ્રામાંથી ઉઠી ઉઠી હવે જોડીઓ લાખ ઉડે
ને બચ્ચાંને ચળ કરી હજુ ચંચુથી કે સુવારે;
કુંજોમાં તો બુલબુલ તણાં ગીત ફેલાઇ જાતાં
ને ન્હાનાં એ ઉદર પણ સૌ કાંઇ માગે ફરીથી.

### ઉપેન્દ્રવજ્રા.

જે અર્પતો સૂર્ય ઉઠી સહુ ને,
તેનું જ તે અર્પી સુવા ઢળે છે;
ઉત્સાહ જે જન્મ થતાં જ દે તો
ઉત્સાહ તે મૃત્યુ થતાંય દે છે.

### મન્દાક્રાન્તા.

ધીમે ધીમે ગગન પડદે લાલ ભૂકી છવાતી,
ડૂબ્યો ગોળો ઝળહળ થતો પંખીડાંને ગવારી;

સૂતો ભાનુ પણ હજુ તરૂ ગીત ગાતાં સહુ છે,
વિહંગોને હજુ રવિ તણું તાન લાગી રહ્યું છે.

અર્પે હાવાં નવીન મધુરૂં અષ્ટમીનો શશિ આ,
છેલ્લાં કૂણાં રવિકિરણને ઝાંખવા અભ્ર આવી;
મીઠી થંડી શિશિર ઋતુની વાયુની લ્હેર વ્હેતી,
પુષ્પો સૂતાં, તરુ સુઇ જતાં, પક્ષીઓ શાન્ત થાતાં.

## અનુષ્ટુપ.

રૂપેરી કે મશાલો ત્યાં ચોગાને સળગી ઉઠે,
દીવાની હાર લાંબી કે વાતો તારકથી કરે.

## ઉપજાતિ.

હમીરજીને લઇ આવવાને
ચાલ્યું હવે મંડલ આ બજારે;
કે ઢોલ ત્રાંસાં શરણાઇ વાગે,
અશ્વો કુદે ભીલ તણા અગાડી.

વચ્ચે જ સૌરાષ્ટ્ર તણા કુદંતા
દોરાઇ બે કુંતલ અશ્વ ચાલે;

કાઠાં સુનેરી ચળકે મશાલે
ને ઘાંસીએ ઘૂઘરીઓ ઝણેણે .

**અનુષ્ટુપ.**

ટાઢી કે ઘોડલી માથે ધીમેથી ગઢવી ચડે ,
સામૈયાના મુખીની તે આકૃતિ પુળકે સ્મિતે .

વૃદ્ધ છે પુષ્ટ છે અંગો–તીખી આંખ છતાં હજી
સંસારી ભેખડો સામે સજ્જ છે લડવા નક્કી .

**ઉપજાતિ.**

ક્ષત્રી મહીં જન્મ થકી વસેલો–
ક્ષત્રીં તણા અન્નથી ઉછરેલો –
ક્ષત્રી તણાં યુદ્ધ મહીં રમેલો–
સા રીતિઓ ક્ષત્રીની જાણતો આ.

**શાર્દૂલવિક્રીડિત.**

દોરી નાયકને ગૃહે નિજ ઠરે એ દોરનારો હતો ,
લૂટારા ગૃહને અમીર ગૃહશું એ રાખનારો હતો ;
પોતાના સરદારની સ્થિતિ બધે સંભાળનારો હતો ,
સાચા ચારણજેમ ચંચળ અને ઉત્સાહી ડાહ્યો હતો .

ઉપજાતિ

તંબુ કને તે ઉતરી પડે છે,
તંબુ મહીં તે પગલું ભરે છે,
ગાદી પરે જોઇ હમીરજીને
વખાણ તેનાં લલકારતો તેઃ-*

સોરઠા.

" જો જાણત તુજ હાથ સાચાં મોતી વાવશે
વવરાવત દી રાત તો તુંને ! દેપાળદે ! +

---

* રિવાજને અનુસરી ગઢવી મળતી વખતે હમીરજીની નહીં પણ તેના વડીલોની કીર્તિ નીચે પ્રમાણે ગાય છે.

+ એવી કથા છે કે દેપાળદે ગોહેલ એક દિવસ પોતાના દેશમાં ફરતાં કોઇ ચારણને એક જ બળદથી વાવણી કરતો જુએ છે. પ્રશ્ન થાય છે—" એક જ બળદ પર આટલો જુલ્મ શા માટે ? " કડક ઉત્તર મળે છે—" બહુ દયાળુ તું હોય તો બીજો બળદ તું જ થઇ જા. " કાંઇ પણ બોલ્યા વિના દેપાળદે પોતાને ખભે ધુંસરી મૂકે છે અને બળદ સાથે કામ કરવા લાગે છે. બીજો બળદ મગાવી લે છે, તે આવી પ્હોંચતાં ચારણને આપી ગોહેલ પોતાના નગરમાં જાય છે.

કાપણીનો સમય આવે છે ત્યારે જેટલા ચાસ દેપાળદેએ વવરાવ્યા હતા તેમાં અનાજ પાકવાને બદલે સાચાં મોતી નીકળી આવે છે. એવું આશ્ચર્ય બનતાં ઉપલા સોરઠાની મતલબનું ચારણ પોતાના રાજા પાસે જઇ કહે છે.

**અનુષ્ટુપ.**

ગઢવીને બથે ભેટી મળે યોદ્ધ ઉભો થઇ,
બારોટે હસ્ત જોડીને ચાલવા વિનતી કરી.

**ઉપજાતિ.**

બારોટજીને નિજ દેઇ હુકકો
તેથી જરા સ્વસ્થ થવા કહીને;
હમીરજી સજ્જ થવા ત્વરાએ
ગયો ઠનેની લઘુ રાવટીમાં.

**અનુષ્ટુપ**

નોકરો ચાકરો સર્વે ઉભા સજ્જ થઇ જઇ,
મિત્રની સાથ આવે છે પ્હેરી વસ્ત્ર હમીરજી.

**વસન્તતિલકા.**

છે શ્વેત વસ્ત્ર સહુ અંગ પરે ધરેલાં,
આછી ઝીણી ટિબકી પાઘ પરે સુનેરી;

---

ઘઉં બધા આપી દે છે. રેતીથી ગાડું ભરી લે છે અને રેતી વાવે છે. તેમાંથી તુંબડીના વેલા ઉગે છે. તુંબડાં પાકતાં તેને ખળામાં એકઠાં કરે છે અને તુંબડાં ફોડતાં પુષ્કળ ઘઉં નીકળી પડે છે.

કેડે ઝુલે કમરબંધ નીચે પછેડી
ને ખડ્ગ હસ્ત મહીં નાજુક સર્પ જેવું.

જેને ઉરે રસિક છે લલના રમંતી,
જે પ્રેમથી હૃદય ત્યાં દ્રવતું સદાએ;
તે નેત્રમાં પ્રણયહેલી રહે વહંતી,
દેદિપ્યમાન રસ ભાલ પરે ઝગે છે.

ગંભીર એ વદન પૂર્ણ પ્રસન્ન ભાસે
ને ધૈર્ય નેત્ર તણું ધ્રુવ સમું દિસે છે;
તે ચાલ, તે વદન, તે સ્મિત, બોલ તેના
જોઇ રહે ગઢવી કાંઇ ઉમંગથી સૌ.

એ મિત્ર બેય ઉભી કુંતલ અશ્વ પાસે
-એ યાળ ઉડતી પરે કર ફેરવે છે;
આરૂઢ થાય-ગઇ વિદ્યુત જેમ ચોંકી
ને અશ્વ પાંચ દશ તીવ્ર ફલંગ દેતા.

જે શસ્ત્ર શત્રુ કરનાં વિજયે મળેલાં-
જે પામતાં રુધિરનીક કઇ વહેલી-

જેને ત્યજી હજી અરિ શરમિંદ થાતા—
તે ક્ષત્રી કોઈ લઇ યોધ પછાડી ચાલે.

સૂઇ ગયેલ રજપૂતી જગાવવાને,
સૌ વીરને ચમક ક્ષત્રીની આપવાને;
ઉત્સાહ સ્થાન પ્રતિ ઉપર પ્રેરવાને
નિશાની યુદ્ધ તણી યોધ સહે ફરે આ.

### શાર્દૂલવિક્રીડિત.

ડંકાની ત્રણ ગર્જના નગરમાં લોકો સહુ સુણતાં
ને સૌ ઉત્સુક સ્ત્રી સસંભ્રમ હવે દ્વારે ધસી આવતી;
જેના વીર્ય તણી અનેક રસીલી વાતો સુણાઇ હતી
તેને હર્ષથી ઝાંખવા જન સહુ હાટે બજારે ઉભાં.

### અનુષ્ટુપ.

દરવાજા કને પ્હોંચે સ્વારી યોધ તણી હવે,
જોવાને આવતાં લોકો દોડતાં પડતાં ધસે.

### ઉપજાતિ.

છે રોશની હાટ મહીં કરેલી,
છંટાયલી શ્વેત બજાર ભાસે;

જહીં જહીં રસ જોતો આંખ ત્યાં એ ઢળે છે,
હૃદય ગળી વહે છે દેખતાં આર્દ્રતા કૈં.

**અનુષ્ટુપ.**

જોનારી–બોલનારી સૌ ઉભી આંહીં થઇ રહી,
સ્વારી આ દ્વારની પાસે આવતાં અટકી ઉભી.

**ઉપજાતિ.**

ઉભો અહીં મંડળીસાથ વેગડો,
હમીરને હસ્ત દઇ ઉતારતો;
મેમાનનો હસ્ત ગ્રહી સ્વહસ્તે,
એ ભીલનો નાયક સાથ ચાલે.
જરા અને યૌવન હાથ ઝાલી
ચાલ્યાં જતાં સાથ સદા વહંતાં–
તેવુંજ આ યુગ્મ નિહાળતાં આ
દ્વારે ઉભાં સ્થંભી હજાર લોકો.

**અનુષ્ટુપ.**

મ્હોટા ખીલા વજ્ર તણા દિસે–
મ્હોરાથી જે ના દ્વાર કદી ખસે.

" ઓહો ! અશ્વ કુદી રહ્યા પણ જરી આ સ્વાર ના ના ડગે ! "
" આહા ! એ મુખતેજથી શશિ અને ઝાંખી મશાલો બને ? "

" ચંદાબેન તણો જ આ કર ગૃહે ! કેવું બને તો–સખિ ? "
" કોઇ વેગડભાઇને કહી શકે એ ગોળ ખાવા અહીં ? "
" રે ! એ ભીલ ઠર્યો અને રજપૂતી ટેકી દિસે વીર આ ! "
" ચંદાને પણ ભીલડી ગણીશું ના " " એ કોઇ દેવી મહા ! "

" કિંતુ આ રજપૂત યુદ્ધ કરવા જાતો–શુણ્યું મેં નકી ! "
" શું આ ઉછરતું જ પુષ્પ મરવા જાશે ? અરેરે ! સખિ ! "
" તો એ આ વ્યવિશાલનું કહીશ હું ચંદાની માતા કને ! "
" છે તો કે જ થવું નહીં ! " " નિરખી આ છોને જરા તોય લે ! "

" કોઇ કાયર સાથ લાખ વરષો સ્વર્ગેય જીવ્યા થકી
મ્હોટું ભાગ્ય સુવીરની કરલતા પૂરી ક્ષણે સ્પર્શવી ! "
" ચંદા પાસ રહી શીખેલ દિસ તું વાતો વડી બોલવી ! "
" બાઇ ! સૌ હરિએ લખેલ બનશે ! આ જોઇ લે તો જરી ! "

**માલિની.**

કુતૂહલભર મ્હેરો યોધનો છે પ્રફુલ્લ,
પ્રણયમય નિહાળી શહેર થાતો પ્રસન્ન ;

જહીં જહીં રસ જોતો આંખ ત્યાં એ ઢળે છે,
હૃદય ગળી વહે છે દેખતાં આર્દ્રતા કૈં.

અનુષ્ટુપ.

જોનારી–બોલનારી સૌ ઉભી આંહીં થઇ રહી,
સ્વારી આ દ્વારની પાસે આવતાં અટકી ઉભી.

ઉપજાતિ.

ઉભો અહીં મંડળીસાથ વેગડો,
હમીરને હસ્ત દઇ ઉતારતો;
મેમાનનો હસ્ત ગ્રહી સ્વહસ્તે,
એ ભીલનો નાયક સાથ ચાલે.
જરા અને યૌવન હાથ ઝાલી
ચાલ્યાં જતાં સાથ સદા વહંતાં–
તેવું જ આ યુગ્મ નિહાળતાં આ
દ્વારે ઉભાં સ્થંભી હજાર લોકો.

અનુષ્ટુપ.

જડેલા દ્વારમાં મ્હોટા ખીલા વજ્ર તણા દિસે–
હસ્તિના લાખ મ્હોરાથી જેના દ્વાર કદી ખસે.

ચોપાસે શ્યામ આ મ્હોટી દિવાલો દૃઢ છે ઉભી ;
કોઠા ને મારકાઓમાં આજે દીપ રહ્યા ઝગી .

રક્તશા લાલ સિંદૂરે તોપો આ ગરકાવ છે ;
મ્હારના શત્રુ સામે એ મ્હો ખુલ્લાં વિકરાળ છે .

શત્રુથી દૂર થાવાને શત્રુના જયને સમે .
ભોંયરાં આ દિસે ઊંડાં ઉભા જ્યાં ભીલ સજ્જ છે .

## શાર્દૂલવિક્રીડિત.

" શું આ સાધન શૌર્યનાં મદદમાં છે લૂટ માંહીં ઉભાં ?
રે રે ! મ્હાડસમી દિવાલ ! નવ તું પામી પ્રભુની દયા ?
ઓ વીરો ! તમ આ ભૂમિ અસુરથી છે શકત જે ઝઝવા
તેને આ તમ લૂંટમાં ક્યમ કરી શાન્તિ હશો આપતા ? "

## અનુષ્ટુપ.

વિચારો ઘોળતું આવા હયું યોધ તણું હતું ,
કહેવું કિંતુ કાંઇએ તે ના સાર્થક ભાસતું .

## વસન્તતિલકા

આ દ્વાર અન્ય મહીંથી ઉપરે ચડે છે ,
ચોરા પરે હમીરનાં નયનો ઠરે છે ;

ટાંગ્યાં અનેક અહીં છે હથિયાર જૂનાં
ને કૈક પાખર અને કવચો ઝુલંતાં.

ઉપજાતિ.

ભાલાં અહીં, ખડ્ગ અનેક ત્યાં છે,
ત્યાં ઢાલ ને ચક્ર તીરોતણાં છે;
જંઝાળ ને નાળ નહીં ટીંગાતી,
ત્યાં તાંસળી શીર્ષતણી જડેલી.

ત્યાં વાઘના નોર હજુ ધ્રુજે છે,
છે સ્તબ્ધ ત્યાં કે રણશૃંગ મ્હોટાં;
કે વાવટા રક્તમહીં ઢળ્યા તે
તેવા જ આંહીં ફરકી રહ્યા છે.

છે સજ્જ શસ્ત્રો હજુ રક્ત પીવા
જે વેગડાના વડિલો ઉપાડતા;
કે યુદ્ધનો સર્વ નિશાનીઓ આ
ગાઇ રહી વાત અનેક જૂની.

હમીરજીના મુખમાં નવું કૈં
આ શસ્ત્ર અસ્ત્રો નિરખી રમે છે;
મ્હોળું અને દીર્ઘ પડેલ ખડ્ગ તે,
જોવા ઉઘાડી કરમાં ગ્રહે છે.

**અનુષ્ટુપ.**

વીંજવા ખડગ સોટીશું જે બાહુ બળવાન છે—
આશ્ચર્ય જોઇને તેને રાજા ભીલ તણો કહે:—

**શાર્દૂલવિક્રીડિત.**

" આવી આ તરવાર યુદ્ધ સમયે મ્હારા પિતા બાંધતા,
તેને અન્ય ઉપાડનાર મળશે એ ના અમો માનતા;
કિંતુ વીર તણી ભુજા કલિયુગે લૂંટી ન લીધી હજુ,
ક્ષત્રીની પ્રિય ભૂમિથી યવન સૌ છે દૂર પૂરા હજુ."

બોલી આ મનમાં વિચાર કરતો કાંઈ હતો વેગળો,
ને તેની કંઇ ઝાંય એ મુખપરે આછી હતી ભાસતી;
આવો આ રજપૂત તે ગઢમહીં પ્હેલો પરોણો હતો,
તે સાથે નિજ વાત વર્તન તણી ચિંતા ઉરે એ હતી.

**ઉપેંદ્રવજ્રા.**

ચોરામહીં સૌ ફરતા હતા ત્યાં,
ક્યાં ઉભવું પાસ હમીરજીની;
ઘોળાઇ એ એ ઉરમાં રહ્યું'તું,
ને આંખ બારોટ ભણી જતી'તી.

### અનુષ્ટુપ.

ચોક છે એક મ્હોટો ત્યાં ડાયરો સહુ જાય છે;
મેમાનો કાજ તૈયારી આંહીં સર્વ કરેલ છે.

### શાર્દૂલવિક્રીડિત.

રંગોળીવતી રંગ કેક પુરીને ચોકો અહીં છે કર્યા,
પીળાં લાલ સુવર્ણ રંગી ફુલડાં વેલોમહીં છે ભર્યા;
આંહીં રંગીન મોર નૃત્ય કરતો, ત્યાં છે સુતેલાં શુકો,
રૂપેરી લઘુ કેવડો ચળકતો પ્રત્યેક ખૂણે રહ્યો.

ગુચ્છા પુષ્પતણા સુગંધી વચમાં ખીલી રહ્યા ચંદ્રથી,
મીઠું અર્પણ પુષ્પ ને શશીતણું આંહીં વહે હર્ષથી;
પ્રેમીનો નજરે સહુય પ્રણયે આ રંગ ભાસે ભળ્યા,
ને આમોદ ભર્યાં સુરંગ ફુલને આધીન વાયુ બન્યા. +

ત્યાં પાસે દશ બાર રંગત રૂડા ઢાળ્યા નવા ઢોલિયા,
તેની ઉપર સ્વચ્છ ને ભરતનાં મ્હોટાં બિછાનાં રહ્યાં;

---

+ ભીલગૃહની આવી રચના ન જ હોય, પણ ગઢવીને લીધે એ અમીરગૃહ શું" હતું.

## અનુષ્ટુપ.

વીંજવા ખડગ સોટીશું જે બાહુ બળવાન છે—
આશ્ચર્ય જોઇને તેને રાજા ભીલ તણો કહે:—

## શાર્દૂલવિક્રીડિત.

" આવી આ તરવાર યુદ્ધ સમયે મ્હારા પિતા બાંધતા,
તેને અન્ય ઉપાડનાર મળશે એ ના અમો માનતા;
કિંતુ વીર તણી ભુજા કલિયુગે લૂટી ન લીધી હજુ,
ક્ષત્રીની પ્રિય ભૂમિથી યવન સૌ છે દૂર પૂરા હજુ."

બોલી આ મનમાં વિચાર કરતો કાંઈ હતો વેગળો,
ને તેની કંઇ ઝાંય એ મુખપરે આછી હતી ભાસતી;
આવો આ રજપૂત તે ગઢમહીં ન્હેલો પરોણો હતો,
તે સાથે નિજ વાત વર્તન તણી ચિંતા ઉરે એ હતી.

## ઉપેંદ્રવજ્ર.

ચોરામહીં સૌ ફરતા હતા ત્યાં,
ક્યાં ઉભવું પાસ હમીરજીની;
ઘોળાઇ એ એ ઉરમાં રહ્યું'તું,
ને આંખ બારોટ ભણી જતી'તી.

### શાર્દૂલવિક્રીડિત.

" આનું 'ગેમલ' નામ જે તીરવતી પાડે શુકો ઉડતાં,
આ 'ઘેલો' મુજ ભાઇ જે હરણને પ્હોંચી જતો દોડતાં;
આનું નામ 'વડિંગ' દેવીપ્રિય તે પામ્યો ભુજા વજ્રની–
જે પાડો અરણ્યેય એક ઝટકે જૂદો કરે શીષથી.

આ 'ભીલો' મુજ મલ્લ–એક બકરો જેનો સદા 'હાર છે–
તે ખભ્ભે ત્રણ આદમી ઉચકીને કૈં કોશ દોડી શકે;
આ કાકા મુજ–જેમણે વરષની છે પાંચ વીશો ગણી–
ભાલો એ કરનો છતાંય હજુએ કો ઢાલ ઝીલે નહીં."

### ઉપજાતિ.

સામે નિહાળી મલકી સ્મિતે કૈં
પિછાન દે છે ગઢવી તણી એ;
પ્રણામ બારોટ નમી કરે ને
મજાકમાં વાત અગાડી ચાલે.

### અનુષ્ટુપ.

આજથી વીશ વર્ષોએ મ્હોટી લૂટ કરેલ કો
પછી તે ભીલનો રાજા મધ્યાહ્ને વનમાં હ.

વચ્ચે ગોહિલરાજને કર ગ્રહી બેસારતો વેગડો,
સૌએ સ્થાન લીધા પછી હમીરને હુકકો દઈ બેસતો.

સામે સન્મુખ રામનામ લઇને બારોટજી બેસતા,
માળા જે કરમાં રહી તુલસીની તે ડોકમાં ટાંગતા;
હુક્કાની ત્રણ ચાર ફૂંક લઈને લાંબી પછેડીવતી,
વાળીને પગની પલોંઠી સરખી કૈં સ્વસ્થ બેઠા થઇ.

છે પાંચેક જડિત્ર ત્યાં અહીં તહીં હુકકા હજુએ પડયા,
પીળી લાલ દરેક એ ચલમમાં અંગાર છે ખેરના;
ઝીણી ગૂંથણીના રૂપેરી શરપા રાતા બન્યા છે ધગી,
ઉભા ભીલ ત્રણેક એ હરઘડી તાજો કરે દેવતા.

“ભાઇ! આ શ્રમ આવડો ઘટિત ના હું કાજ લેવો હતો,
બે દીનો મિજમાન હેત નિરખી આભારી પૂરો હતો;”
જોઈ આ રચના હમીર વદતો આનંદ આભારથી,
ને માધુર્યભર્યા મુખે પડી રહે ઝીણી ગુલાબી ઝરી.

અનુષ્ટુપ.

વેગડો સર્વ પોતાના સંબંધી વીર ભીલને
આંગળીથી બતાવીને ઓળખાવે હમીરને.

## શાર્દૂલવિક્રીડિત.

" આનું 'ગેમલ' નામ જે તીરવતી પાડે શુકો ઉડતાં,
આ 'ઘેલો' મુજ ભાઇ જે હરણને મ્હોંચી જતો દોડતાં;
આનું નામ 'વડિંગ' દેવીપ્રિય તે પામ્યો ભુજા વજ્રની–
જે પાડો અરણ્યેય એક ઝટકે જુદો કરે શીષથી.

આ 'ભીલો' મુજ મલ્લ–એક બકરો જેનો સદા 'હાર છે –
તે ખભ્ભે ત્રણ આદમી ઉચકીને કે કોશ દોડી શકે;
આ કાકા મુજ–જેમણે વરષની છે પાંચ વીશો ગણી –
ભાલો એ કરનો છતાંય હજુએ કો ઢાલ ઝીલે નહીં."

## ઉપજાતિ.

સામે નિહાળી મલકી સ્મિતે કે
પિછાન દે છે ગઢવી તણી એ;
પ્રણામ બારોટ નમી કરે ને
મસ્તકમાં વાત અગાડી ચાલે.

## અનુષ્ટુપ.

આજથી વીશ વર્ષોએ મ્હોટી લૂટ કરેલ કો,
પછી તે ભીલનો રાજા મવ્યાડૂને વનમાં હતો.

## વસન્તતિલકા.

ત્હોયે શિકાર હજુ શોધતી એક ટોળી,
કો ઘોરી માર્ગ પકડી ચુપ છે રહેલી;
બારીક આંખ શકરા સરખી ફરે, ને
એ ચાર કોશની બિના નજરે પડે છે.

એ આંખનો વિષય આ ગઢવી બને છે,
એ શ્વેત વસ્ત્ર દૂરથી નયને ચડે છે;
હુક્કો રૂપેરી રવિનાં કિરણે પ્રકાશે,
ને પાઘડી ઉપરની ઝબકે સુનેરી.

## અનુષ્ટુપ.

પીરાણી ઘોડલી રોઝી આવે રેવાલ દોડતી,
સ્વારના પેટનું પાણી હૂલે ના જરી ચાલથી.

## ઉપજાતિ.

કો રાજ્યમાં લગ્નતણે પ્રસંગે
સારો હતા એ શિરપાવ પામ્યા;
એ વસ્ત્ર, એ ઘોડલી, ચારજામો
ને ભૂષણો લેઇ ગૃહે જતા 'તા.

ધાર્યાં હતાં ભૂષણ વસ્ત્ર અંગે,
લીધા હતા એવડિયા કસુંબા ;
ના કોઇની બીક હતી જરાએ,
ધીમે દુહા કૈ લલકારતા 'તા.

અનુષ્ટુપ.

ચારણો–દેવીના ભકતો–યુદ્ધની કવિતા હતા,
હતા તે જંગલે કયાંએ મીઠી છાયમહીં સદા.

રાજ્ય ને ધર્મનીતિથી—ક્ષત્રીના અતિ પ્રેમથી–
ઉગામી આંગળી તેની સામે કોઇ શકે નહીં.

ઉપજાતિ.

પોશાકને અંગપરે જ રાખી
દેનારની કીર્તિ પ્રસારતા તે;
દેતાં વળી ચારણને ઉમંગે
છે કીર્તિ આ–સૂચન એય થાતું.

અનુષ્ટુપ.

વાજાં આ નૃપતિનાં તે શું ભીલો સમજી શકે?
કોઇએ એક નીતિથી ના ના છાપ બધે પડે.

## ઉપજાતિ.

વીંટાઇ ચોપાસ જતાં લૂટારા
બારોટજી એ હિંમતાઇ ઉભા;
ગયા પડી મ્હોંપર શેરડા ને
ઠુહા ગયા ક્યાંઇ છુપાઇ સર્વે.

## શાર્દૂલવિક્રીડિત.

કિંતુ હિંમતને કંઇ કરગરી લાવ્યા ઉરે ધ્રૂજતે,
ખોંખારો બલવાન એક દઇને તાજો કર્યો કંઠને;
વાચ્યા આવી ફરી અને મગજ જે યુક્તિભરેલું સદા—
તેણે આજ નવીન યત્ન કરીને જોડ્યા નવા સોરઠા:—

## સોરઠા.

" દેવી સહશે કેમ દેવીપુત્ર થતો દુખી?
ઇચ્છો જો તમ ક્ષેમ લેજો ચારણની દુવા!

છંછેડીને સાપ કાઢ્યો માલ ન કોઇએ!
ચારણ દેશે શાપ આંતરડી ઉકળી જતાં!"

અનુષ્ટુપ.

પરંતુ ડાંગ ઊંચી ત્યાં સામે ભીલતણી થતી,
ઔદાર્યે સર્વ દેવાનું ગઢવીજી કરે નકી.

ઉપજાતિ.

ઉતારીને ભૂષણ સર્વ દીધાં,
મૂક્યાં નીચે મંદિલ વસ્ત્ર સર્વે;
ઘોડી હતી જીવથકી વધારે—
સોંપી દીધી તેય લગામ અંતે.

અનુષ્ટુપ.

ખડીઆમાં હતા ગોટા માળવાના અફીણના
અને તેમાં હતું ભાતું-યાચે તે નવ લૂટવા.
ગઢવીની શુણી વાણી દયા લૂટમહીં કરી
કહે છે ભીલ કે તેને વેગડા પાસ ચાલવા.

ઉપજાતિ.

રાજાતણું નામ શુણી ફરીથી
હૈયામહીં હિંમત કાંઇ લાવી,

બારોટજી ભીલસહે ગયા ને
નવો હતો ઘાટ ઘડયો ઉરે કૈં.

### અનુષ્ટુપ.

વિચારો ઘોળતા પ્હોંચ્યા ગઢવી નૃપની કને,
આદર્યો જાતિનો ધંધો જોઇ વેગડરાજને.

### મન્દાક્રાન્તા.

લૂટારાને વીર પુરુષનાં આપવાં માન મ્હોટાં–
લૂટારાને રસિક કવિતે દેવની તુલ્ય ગાવા–
વ્હાલો ધંધો ગઢવીઉરને બાપદાદા તણો એ,
ને શ્લાઘાની નરમ મધુરી વાણીનો ધોધ ચાલેઃ–

### સોરઠા.

" અર્જુન ! થોથાં ફેંક ! તારા તીર ઉડી ગયા !
આ તો ભડ છે એક કિરાત બીજો–વેગડો !

અર્જુન ! દૈવત આજ તારૂં ના અજમાવજે !
આ તો શંભુનાથ કિરાત બીજો—વેગડો !

અર્જુન જોડી હાથ થાકી પદ જેને પડે,
તે હરનો તું હાથ જમણો—સાવજ વેગડા !

હરની ત્રીજી આંખ અનંગથી છો ઉઘડે !
પણ ચારણનો વાંક શું છે ? વીરા વેગડા !
શૂરાનાં હથિયાર ચારણ ને તલવાર આ,
તેની સામે ધાડ તારી હોય ન—વેગડા !
કોનાં ગાશું ગીત ? ગીત કોણ ગવરાવશે ?
જો હંસાની રીત હંસા મૂકે ! વેગડા !
ચારણ હરની જીભ ! તું તો હરની આંખડી !
જૂદાં અંગ શરીર ના ના કર તું—વેગડા !
તુંમાં ઝાઝો માલ—ઝંઝેડી જગ લે ભલે !
પણ હું ના મરનાર તારો માર્યો ! વેગડા !”

### મન્દાક્રાન્તા.

લૂટારાની ઉપર પણ એ ધારતો રાજદંડ,
ને રાજાનાં પ્રિય બહુ હતાં માન સૌ વેગડાને ;
વ્હાલું થાતું—મન ગમી જતું માન એ આપનારૂં,
વ્હાલું થાતું રજપૂત સહે ભીલને મૂકનારૂં.

## ઉપજાતિ.

વખાણમાં છેક ગળી ગયો એ,
લીધેલ પાછું સહુ દેઇ દીધું;
બારોટજીને નિજ સાથ રાખવા
જીવાઇ આપી નકી ત્યાંજ કીધું.

ધંધો હતો લૂટતણો જ તેનો;
તેને નવો રંગ ચડાવનારો--
સારો કહી તેં સમજાવનારો—
બારોટ આ કૈં ઉપયોગી ભાસ્યો.

જે લૂટમાં પાછળ ચાલતા 'તા-
જે લૂટમાં વીર્ય ભજાવતા 'તા-
ઉત્સાહ તેને પણ આપનારો--
વખાણનારો મળતાં-મળ્યો આ.

હમીરજીને રજપૂત રીતે
સ્વીકારવાનો નિજ ઘેર આજે;
બારોટજીનો ઉપયોગ હાવાં
લેતો હતો નાયક ભીલનો આ.

## ઉપજાતિ.

વખાણમાં છેક ગળી ગયો એ,
લીધેલ પાછું સહુ દેઇ દીધું;
બારોટજીને નિજ સાથ રાખવા
જીવાઇ આપી નકી ત્યાંજ કીધું.

ધંધો હતો લૂટતણો જ તેનો;
તેને નવો રંગ ચડાવનારો--
સારો કહી તેં સમજાવનારો—
બારોટ આ કૈં ઉપયોગી ભાસ્યો.

જે લૂટમાં પાછળ ચાલતા 'તા-
જે લૂટમાં વીર્ય ભજાવતા 'તા-
ઉત્સાહ તેને પણ આપનારો--
વખાણનારો મળતાં-મળ્યો આ.

હમીરજીને રજપૂત રીતે
સ્વીકારવાનો નિજ ઘેર આજે;
બારોટજીનો ઉપયોગ હાવાં
લેતો હતો નાયક ભીલનો આ.

હમીરજી રંજન થાય એટલો
હેતુ હતો નાયકને મને તો ;
કિંતુ કંઇ અન્ય જ હેતુ ઊંડો
બારોટજીના મુખમાં હસે છે .

સ્વીકારીને નાયકની જીવાઇ
કૃપાલ છાયામહીં વાસ કીધો ;
આભાર મ્હોટા બહુએ થએલા
પોતા પરે તે ગઢવી ગણે છે .

આભાર વાળી ઋણમુકત થાવું—
ઇચ્છા હતી એ ગઢવી તણી કૈં ;
શોધ્યો હતો કોઇ પ્રકાર તેવો ,
તે કાજ આ એક પ્રસંગ ભાસ્યો .

શાર્દૂલવિક્રીડિત .

કન્યા રૂપવતી હતી ભીલતણી તેના ગૃહસ્થાશ્રમે ,
તેને બાલપણા મહીં જ ત્યજીને માતા મરેલી હતી ;
તોએ સત્તર વર્ષની ઉછરીને હાવાં થએલી હતી ,
વીતેલી સહુ ઝિંદગી ગઢવીની સાથે ગએલી હતી .

તેને કુશલ સૌ રીતે ગઢવીએ કીધી હતી કેળવી,
માતાની જ હતી ઉરે ગઢવીને વાત્સલ્યની લાગણી;
તેને વ્હાલથી સર્વદા કુંવરીએ 'દાદા' કહી બોલતી,
ને એ બોલ મહીં જ કોઇ કવિતા દૈવી હતી ભાસતી.

જેવી સુંદર ને હતી કુશલ તે તેવો પતિ શોધવા–
તેવા યોગ્ય પતિસહે સુખ મહીં તેને સદા દેખવાં–
ધારી હોંશ હતી ખરી ગઢવીએ વીતેલ કે કાળથી,
ને એ ખંત પૂરી કદી ઋણ થકી મુક્તિય લેવી હતી.

## વસન્તતિલકા.

સંસાર સૌ સમયના સમજેલ પૂરા
રાજ્યો મહીં ફરી ફરી ગઢવી હતા સૌ;
વાકેફ આ પણ હતો ગઢવી સહુથી
ને મામલા પણ કંઇ નિરખી ગયો 'તો.

ગોહેલ કોણ? વળી કોણ હમીરજી છે?
ગંગાતણા કુલની કેવી મહાનતા છે?
એ સૌ હકીકતથી કૈં જ અજાણ ન્હોતો,
એ સૌ રમી ગઢવીના ઉરમાં રહ્યું 'તું.

હમીરજી રંજન થાય એટલો
હેતુ હતો નાયકને મને તો ;
કિંતુ કંઇ અન્ય જ હેતુ ઊંડો
બારોટજીના મુખમાં હસે છે .

સ્વીકારીને નાયકની જીવાઇ
કૃપાલ છાયામહીં વાસ કીધો ;
આભાર મ્હોટા બહુએ થએલા
પોતા પરે તે ગઢવી ગણે છે .

આભાર વાળી ઋણમુકત થાવું-
ઇચ્છા હતી એ ગઢવી તણી કૈં ;
શોધ્યો હતો કોઇ પ્રકાર તેવો ,
તે કાજ આ એક પ્રસંગ ભાસ્યો .

## શાર્દૂલવિક્રીડિત .

કન્યા રૂપવતી હતી ભીલતણી તેના ગૃહસ્થાશ્રમે ,
તેને બાલપણા મહીં જ ત્યજીને માતા મરેલી હતી ;
તોએ સત્તર વર્ષની ઉછરીને હાવાં થએલી હતી ,
વીતેલી સહુ ઝિંદગી ગઢવીની સાથે ગએલી હતી .

એનું ભાન હજુ સુધી નવ કશું અર્જુનના પુત્રને ,
તેને એકજ લાલસા રણતણી–છે એજ વ્હાલું ઉરે ;
રોમે રોમ ભરેલ આશ જયની આત્મપ્રભાવે હતી ,
ને સંગ્રામ મહીંજ એ જીવિતની માનેલ તૃપ્તિ હતી .

અનુષ્ટુપ .

હુક્કાઓ બોલવાનું એ ભૂલી જાય બધા હવે ,
અગાડી ચાલતી વાર્તા મીઠા કો રસમાં વહે .

શાર્દૂલવિક્રીડિત .

"આજે અર્જુનવીણ પાંડવ તણાં સૌ શસ્ત્ર સૂનાં ગણી ,
હર્ષી કૌરવ યુદ્ધ ચક્રવ્યૂહનું દેવા કરે માગણી ;
પ્હોંચી અર્જુન તો નહીં જ શકશે, ના કૃષ્ણ ઠેલાય વા ,
ખામી ગાંડિવની રણે પૂરી શકે તે બાણ દેખાય ના .
હારી આજ શું ધર્મ ધર્મ સરખો જાશે અનીતિવડે ?
'જ્યાં જ્યાં ધર્મ તહીં તહીં જ જય' એ શું વ્યર્થ વાણી થશે ?
એવા લાખ વિચારમાં ડૂબી ગઈ છે પાંડવોની સભા ,
ચિંતાક્રાંત મુખો સહુ ઢળી જઇ છે તેજહીણાં બન્યાં .

## શાર્દૂલવિક્રીડિત.

તેથી કેવી ધરાપરે રમણીઓ વીરાંગના હોય છે-
તેની ઝાંખી કરાવવા હમીરને ચૂંટીજ કાઢી કથા;
ચકાવે **અ**ભિમન્યુના ગમનની આખ્યાયિકા આદરી,
ને સૌ ભાવ હમીરના નિરખવા ત્યાં આંખ ચોટી રહી.

કેવી કોમલ સૃષ્ટિ રૂપ ગુણમાં બ્રહ્માતણી છે બની?
કેવી ભૂષણરૂપ વીરનરને સ્ત્રી છે સદાએ થઈ?
તેની ઝાંખી કરાવીને હમીરને ઉતારવા તે ઉરે--
હેતુ એ પકડી સહુય બલથી એ યત્ન એ આદરે.

ભૂલી ભાન ડુબી ગયો હમીર છે આખ્યાનમાંહી ઊંડે,
પોતાના ઇતિહાસનું જ સઘળું એ ચિત્ર ભાસી રહે;
બંધાયો **અ**ભિમન્યુ લગ્નવતી છે-ફેરા ફર્યો ચાર છે,
જોવાનેય. છતાં હજુ વદન એ ભાગી થએલો ન છે.

શી છે કોમલ સૃષ્ટિના હૃદયના ભાવોની મીઠી મજા?
શાં વિશ્રાંતિભર્યાં સુરંગ ફુલડાં એ નેત્રમાં છે વસ્યાં?
એ સંગીત સ્વરે અકેક ધ્વનિમાં શા છે દિલાસા રહ્યા?
કાં સંસારતણી સુખી સફલતા એમાં સહુ માનતા

એનું ભાન હજુ સુધી નવ કશું **અર્જુન**ના પુત્રને ,
તેને એકજ લાલસા રણતણી—છે એજ વ્હાલું ઉરે ;
રોમે રોમ ભરેલ આશ જયની આત્મપ્રભાવે હતી ,
ને સંગ્રામ મહીંજ એ જીવિતની માનેલ તૃપ્તિ હતી .

### અનુષ્ટુપ .

હુક્કાઓ બોલવાનું એ ભૂલી જાય બધા હવે ,
અગાડી ચાલતી વાર્તા મીઠા કો રસમાં વહે .

### શાર્દૂલવિક્રીડિત .

"આજે **અર્જુન**વીણ **પાંડવ** તણાં સૌ શસ્ત્ર સૂનાં ગણી ,
હર્ષી **કૈરવ** યુદ્ધ ચક્રવ્યૂહનું દેવા કરે માગણી ;
પ્હોંચી **અર્જુન** તો નહીં જ શકશે, ના ક્હેણ ઠેલાય વા ,
ખામી ગાંડિવની રણે પૂરી શકે તે બાણ દેખાય ના .
હારી આજ શું ધર્મ **ધર્મ** સરખો જાશે અનીતિવડે ?
'જ્યાં જ્યાં ધર્મ તહીં તહીં જ જય' એ શું વ્યર્થ વાણી થશે ?
એવા લાખ વિચારમાં ડૂબી ગઈ છે **પાંડવો**ની સભા ,
ચિંતાક્રાંત મુખો સહુ ઢળી જઇ છે તેજહીણાં બન્યાં .

## શાર્દૂલવિક્રીડિત.

તેથી કેવી ધરાપરે રમણીઓ વીરાંગના હોય છે-
તેની ઝાંખી કરાવવા હમીરને ચૂંટીજ કાઢી કથા;
ચક્રાવે અભિમન્યુના ગમનની આખ્યાયિકા આદરી,
ને સૌ ભાવ હમીરના નિરખવા ત્યાં આંખ ચોટી રહી.

કેવી કોમલ સૃષ્ટિ રૂપ ગુણમાં બ્રહ્માતણી છે બની?
કેવી ભૂષણરૂપ વીરનરને સ્ત્રી છે સહાએ થઈ?
તેની ઝાંખી કરાવીને હમીરને ઉતારવા તે ઉરે--
હેતુ એ પકડી સહુય બલથી એ યત્ન એ આદરે.

ભૂલી ભાન ડુબી ગયો હમીર છે આખ્યાનમાંહી ઊંડે,
પોતાના ઇતિહાસનું જ સઘળું એ ચિત્ર ભાસી રહે;
બંધાયો અભિમન્યુ લગ્નવતી છે-ફેરા ફર્યો ચાર છે,
જોવાનેય. છતાં હજુ વદન એ ભાગી થએલો ન છે.

શી છે કોમલ સૃષ્ટિના હૃદયના ભાવોની મીઠી મજા?
શાં વિશ્રાંતિભર્યાં સુરંગ ફુલડાં એ નેત્રમાં છે વસ્યાં?
એ સંગીત સ્વરે અકેક ધ્વનિમાં શા છે દિલાસા રહ્યા?
કાં સંસારતણી સુખી સફલતા એમાં સહુ માનતા

## શાર્દૂલવિક્રીડિત.

'ખાસી અર્જુનની રણે પૂરી શકે તે વીર શું કોઇ ના ?
ચક્રાવે ચડનાર અર્જુન વિના શું અન્ય કો હોય ના ?
ક્ષત્રીનો કર કોઇ શું નવ શકે આ થાળને ઝીલવા ?
આ બીડું ધરવા ફરી ધરણીએ આપે ન કાં કો રજા ?'

## અનુષ્ટુપ.

શબ્દો આ કર્ણ ખેંચે છે આવતા અભિમન્યુના,
તપે છે રક્ત એ રાતું જોઇ નિસ્તેજ એ સભા.

## ઉપજાતિ.

ના થાળ ભૂમિ ઉપરે અડયો એ
ત્યાં વીર તેને ઝડપી લીએ છે;
બીડું ઉપાડી મુકુટે ધરે ને
ઉપાડતો કંકણ પ્હેરવાને.

## માલિની.

ખળભળી અતિ હર્ષે ઉઠતી એ સભાને
'જય જય અભિમન્યુ' નાદ એવો ઉઠે છે;

## ઉપજાતિ.

હીરાજડ્યું કંકણ એક કાઢી,
સો પાનનું એક બનાવી બીડું,
સુવર્ણના થાળ મહીં ધરીને,
સભા મહીં ફેરવવા ઠરે છે.

## શાર્દૂલવિક્રીડિત.

બામી ગાંડિવની રણે પૂરી શકે તે બાણ કો હોય જો-
બામી અર્જુનની રણે પૂરી શકે તે વીર કો હોય જો-
ચક્રાવે ચડવા મહાન બલને જે કોઇ હો ધારતો-
તે આ કંકણ સાથ તાંબુલ તણું બીડું સુખે ઝીલજો.

## ઉપજાતિ.

એ વખત આવો ધ્વનિ ત્યાં ઉઠ્યો ને
સભામહીં તાંબુલ એ ફરે છે;
વીરો સુખો વીર તણાં જુવે ને
ભૂમિભણી નેત્ર સહુ ઢળે છે.

## શાર્દૂલવિક્રીડિત.

'ખાસી અર્જુનની રણે પૂરી શકે તે વીર શું કોઇ ના ?
ચક્રાવે ચડનાર અર્જુન વિના શું અન્ય કો હોય ના ?
ક્ષત્રીનો કર કોઇ શું નવ શકે આ થાળને ઝીલવા ?
આ બીડું ધરવા ફરી ધરણીએ આપે ન કાં કો રજા ?'

## અનુષ્ટુપ.

શબ્દો આ કર્ણ ઝ્હોંચે છે આવતા અભિમન્યુના,
તપે છે રક્ત એ રાતું જોઇ નિસ્તેજ એ સભા.

## ઉપજાતિ.

ના થાળ ભૂમિ ઉપરે અડયો એ
ત્યાં વીર તેને ઝડપી લીએ છે;
બીડું ઉપાડી મુકુટે ધરે ને
ઉપાડતો કંકણ ન્હેરવાને.

## માલિની.

ખળભળી અતિ હર્ષે ઉઠતી એ સભાને
'જય જય અભિમન્યુ' નાદ એવો ઉઠે છે;

## ઉપજાતિ.

હીરાજડ્યું કંકણ એક કાઢી,
સો પાનનું એક બનાવી બીડું,
સુવર્ણના થાળ મહીં ધરીને,
સભા મહીં ફેરવવા ઠરે છે.

## શાર્દૂલવિક્રીડિત.

ખામી ગાંડિવની રણે પૂરી શકે તે બાણ કો હોય જો–
ખામી અર્જુનની રણે પૂરી શકે તે વીર કો હોય જો–
ચક્રાવે ચડવા મહાન બલને જે કોઇ હો ધારતો–
તે આ કંકણ સાથ તાંબુલ તણું બીડું સુખે ઝીલજો

## ઉપજાતિ.

બે વખત આવો ધ્વનિ ત્યાં ઉઠ્યો ને
સભામહીં તાંબુલ એ ફરે છે;
વીરો મુખો વીર તણાં જુવે ને
ભૂમિભણી નેત્ર સહુ ઢળે છે.

### શાર્દૂલવિક્રીડિત.

'ખામી અર્જુનની રણે પૂરી શકે તે વીર શું કોઇ ના ?
ચક્રાવે ચડનાર અર્જુન વિના શું અન્ય કો હોય ના ?
ક્ષત્રીનો કર કોઇ શું નવ શકે આ થાળને ઝીલવા ?
આ બીડું ધરવા ફરી ધરણીએ આપે ન કાં કો રજા ?'

### અનુષ્ટુપ.

શબ્દો આ કર્ણ ન્હોંચે છે આવતા અભિમન્યુના,
તપે છે રક્ત એ રાતું જોઇ નિસ્તેજ એ સભા.

### ઉપજાતિ.

ના થાળ ભૂમિ ઉપરે અડયો એ
ત્યાં વીર તેને ઝડપી લીએ છે;
બીડું ઉપાડી મુકુટે ધરે ને
ઉપાડતો કંકણ પ્હેરવાને.

### માલિની.

ખળભળી અતિ હર્ષે ઉઠતી એ સભાને
'જય જય અભિમન્યુ' નાદ એવો ઉઠે છે;

## ઉપજાતિ .

હીરાજડ્યું કંકણુ એક કાઢી ,
સો પાનનું એક બનાવી બીડું ,
સુવર્ણના થાળ મહીં ધરીને ,
સભા મહીં ફેરવવા ઠરે છે .

## શાર્દૂલવિક્રીડિત .

‘ ખામી ગાંડિવની રણે પૂરી શકે તે બાણ કો હોય જો-
ખામી અર્જુનની રણે પૂરી શકે તે વીર કો હોય જો-
ચક્રાવે ચડવા મહાન બલને જે કોઇ હો ધારતો-
તે આ કંકણુ સાથ તાંબુલ તણું બીડું સુખે ઝીલજો .

## ઉપજાતિ .

એ વખ્ત આવો ધ્વનિ ત્યાં ઉઠયો ને
સભામહીં તાંબુલ એ ફરે છે ;
વીરો મુખો વીર તણાં જુવે ને
ભૂમિભણી નેત્ર સહુ ઢળે છે .

## શાર્દૂલવિક્રીડિત .

ખાસી અર્જુનની રણે પૂરી શકે તે વીર શું કોઇ ના ?
ચક્રાવે ચડનાર અર્જુન વિના શું અન્ય કો હોય ના ?
ક્ષત્રીનો કર કોઇ શું નવ શકે આ થાળને ઝીલવા ?
આ બીડું ધરવા ફરી ધરણીએ આપે ન કાં કો રજા ?'

## અનુષ્ટુપ .

શબ્દો આ કાર્ણ ઝીલ્યે છે આવતા અભિમન્યુના ,
તપે છે રક્ત એ રાતું જોઇ નિસ્તેજ એ સભા .

## ઉપજાતિ .

ના થાળ ભૂમિ ઉપરે અડયો એ
ત્યાં વીર તેને ઝડપી લીએ છે ;
બીડું ઉપાડી મુકુટે ધરે ને
ઉપાડતો કંકણ પ્હેરવાને .

## માલિની .

ખાજળણી અતિ હર્ષે ઉઠતી એ સભાને
'જય જય અભિમન્યુ' નાદ એવો ઉઠે છે ;

## ઉપજાતિ.

હીરાજડ્યું કંકણ એક કાઢી,
સો પાનનું એક બનાવી બીડું,
સુવર્ણના થાળ મહીં ધરીને,
સભા મહીં ફેરવવા ઠરે છે.

## શાર્દૂલવિક્રીડિત.

'ખામી ગાંડિવની રણે પૂરી શકે તે બાણ કો હોય જો-
ખામી અર્જુનની રણે પૂરી શકે તે વીર કો હોય જો-
ચક્રાવે ચડવા મહાન બલને જે કોઇ હો ધારતો-
તે આ કંકણ સાથ તાંબુલ તણું બીડું સુખે ઝીલજો.

## ઉપજાતિ.

એ વખ્ત આવો ધ્વનિ ત્યાં ઉઠ્યો ને
સભામહીં તાંબુલ એ ફરે છે;
વીરો મુખો વીર તણાં જુવે ને
ભૂમિભણી નેત્ર સહુ ઢળે છે.

## ઉપજાતિ.

હીરાજડ્યું કંકણ એક કાઢી,
સો પાનનું એક બનાવી બીડું,
સુવર્ણના થાળ મહીં ધરીને,
સભા મહીં ફેરવવા ઠરે છે.

## શાર્દૂલવિક્રીડિત.

'બામી ગાંડિવની રણે પૂરી શકે તે બાણ કો હોય જો-
બામી અર્જુનની રણે પૂરી શકે તે વીર કો હોય જો-
ચક્રાવે ચડવા મહાન બલને જે કોઇ હો ધારતો-
તે આ કંકણ સાથ તાંબુલ તણું બીડું સુખે ઝીલજો.

## ઉપજાતિ.

બે વખત આવો ધ્વનિ ત્યાં ઉઠ્યો ને
સભામહીં તાંબુલ એ ફરે છે;
વીરો મુખો વીર તણાં જુવે ને
ભૂમિલણી નેત્ર સહુ ઢળે છે.

ક્ષત્રી શું નવ ચક્રવ્યૂહ અથવા કો અન્ય યુદ્ધે ચડે?
પાણી આમ જતું અરે! રુધિર આ શે-માત! સાંખી શકે?'

અનુષ્ટુપ.

'નહીં બાપુ! નહીં બેટા!' અશ્રુધાર ઢળી પડે,
બાલ એ વીરને મ્હોંએ હસ્ત માતા તણો ફરે.

વસન્તતિલકા.

'તું બાલ ને તુજ પિતા નહિ આજ પાસે,
એ કૌરવો કુશલ પ્રૌઢ મહાબલી છે;
આ નેત્ર માત્ર તુજ ઉપર ઠારવાનાં,
મા વિનવે જઇશ ના! નહિ બાપ! ના ના!

અનુષ્ટુપ.

ખીલતું ઉત્તરાનું મ્હોં આ નેત્રે તરતું દિસે,
છેડો એ વારવા તુંને તારા પાદપરે પડે.

વસન્તતિલકા.

તેં હસ્ત એ ગ્રહી હજુ નવ મ્હોંય દીઠું!
એ દેવી ઉપર દયા નવ લાવશો શું?

નવીન રણુ તણો એ અગ્રણી ત્યાં જ સ્થાપી
'જય જય અભિમન્યુ' ગર્જના થાય પાછી."

'જય જય અભિમન્યુ' એ જ શબ્દો ઉમંગે
હમીરહૃદયમાંથી ઉઠતા મ્હોં બતાવે;
મધુર ધ્વનિ વદે છે 'રંગ બારોટજી છે,'
ગઢવી શિર નમે ને વાત ચાલે અગાડી.

**અનુષ્ટુપ.**

"ધ્વનિ આ હર્ષનો આવો સુભદ્રા શ્રવણે પડે,
ફડકી દોડતી ઉઠી નીચે મ્હેલથી ઉતરે.

**વસન્તતિલકા.**

ત્યાં વીર પુત્ર જનની નિકટે જઇને
હર્ષેભર્યું મુખ પદે નમવી ઉભો છે;
બીડું ગ્રહ્યું સહજ વીરની વૃત્તિએ જે
સાક્ષાત તેજ પુલકી વદતી દિસે છે.

**શાર્દૂલવિક્રીડિત.**

'માતા! પાંડવની સભા મહીં ફર્યું બીડું શું ભૂમિ પડે
શું ના ગાંડિવ પૂજ્ય વીણ ધરતી કો બાણ બીજું ધરે

ક્ષત્રી શું નવ ચક્રવ્યૂહ અથવા કો અન્ય યુદ્ધે ચડે ?
પાણી આમ જતું અરે ! રુધિર આ શે–માત ! સાંખી શકે ?'

અનુષ્ટુપ.

'નહીં બાપુ ! નહીં બેટા !' અશ્રુધાર ઢળી પડે ,
બાલ એ વીરને મ્હોંએ હસ્ત માતા તણો ફરે .

વસન્તતિલકા .

'તું બાલ ને તુજ પિતા નહિ આજ પાસે ,
એ કૌરવો કુશલ પ્રૌઢ મહાબલી છે ;
આ નેત્ર માત્ર તુજ ઉપર ઠારવાનાં ,
મા વિનવે જઇશ ના ! નહિ બાપ ! ના ના !

અનુષ્ટુપ .

ખીલતું ઉત્તરાનું મ્હોં આ નેત્રે તરતું દિસે ,
છેડો એ વારવા તુંને તારા પાદપરે પડે .

વસન્તતિલકા .

તેં હસ્ત એ ગ્રહી હજુ નવ મ્હોંય દીઠું !
એ દેવી ઉપર દયા નવ લાવશો શું ?

નવીન રણુ તણો એ અગ્રણી ત્યાં જ સ્થાપી
'જય જય અભિમન્યુ' ગર્જના થાય પાછી."

'જય જય અભિમન્યુ' એ જ શબ્દો ઉમંગે
હમીરહૃદયમાંથી ઉઠતા મ્હોં બતાવે;
મધુર ધ્વનિ વદે છે 'રંગ બારોટજી છે,'
ગઢવી શિર નમે ને વાત ચાલે અગાડી.

**અનુષ્ટુપ.**

"ધ્વનિ આ હર્ષનો આવો સુભદ્રા શ્રવણે પડે,
ફડકી દોડતી ઉઠી નીચે મ્હેલથી ઉતરે.

**વસન્તતિલકા.**

ત્યાં વીર પુત્ર જનની નિકટે જઇને
હર્ષેભર્યું મુખ પદે નમવી ઉભો છે;
બીડું ગ્રહ્યું સહજ વીરની વૃત્તિએ જે
સાક્ષાત તેજ પુલકી વદતી દિસે છે.

**શાર્દૂલવિક્રીડિત.**

'માતા ! પાંડવની સભા મહીં ફર્યું બીડું શું ભૂમિ પડે
શું ના ગાંડિવ પૂજ્ય વીણ ધરતી કો બાણ બીજું ધરે

ક્ષત્રી શું નવ ચક્રવ્યૂહ અથવા કો અન્ય યુદ્ધે ચડે ?
પાણી આમ જતું અરે ! રુધિર આ શે–માત ! સાંખી શકે ?'

અનુષ્ટુપ.

'નહીં બાપુ ! નહીં બેટા !' અશ્રુધાર ઢળી પડે ,
બાલ એ વીરને મ્હોંએ હસ્ત માતા તણો ફરે .

વસન્તતિલકા .

'તું બાલ ને તુજ પિતા નહિ આજ પાસે ,
એ કૌરવો કુશલ પ્રૌઢ મહાબલી છે ;
આ નેત્ર માત્ર તુજ ઉપર ઠારવાનાં ,
મા વિનવે જઇશ ના ! નહિ બાપ ! ના ના !

અનુષ્ટુપ .

ખીલતું ઉત્તરાનું મ્હોં આ નેત્રે તરતું દિસે ,
છેડો એ વારવા તુંને તારા પાદપરે પડે .

વસન્તતિલકા .

તેં હસ્ત એ ગ્રહી હજુ નવ મ્હોંય દીઠું !
એ દેવી ઉપર દયા નવ લાવશે શું ?

નવીન રણુ તણો એ અગ્રણી ત્યાં જ સ્થાપી
'જય જય અભિમન્યુ' ગર્જના થાય પાછી."

'જય જય અભિમન્યુ' એ જ શબ્દો ઉમંગે
હમીરહૃદયમાંથી ઉઠતા મ્હોં બતાવે;
મધુર ધ્વનિ વદે છે 'રંગ બારોટજી છે,'
ગઢવી શિર નમે ને વાત ચાલે અગાડી.

**અનુષ્ટુપ.**

"ધ્વનિ આ હર્ષનો આવો સુભદ્રા શ્રવણે પડે,
ફડકી દોડતી ઉઠી નીચે મ્હેલથી ઉતરે.

**વસન્તતિલકા.**

ત્યાં વીર પુત્ર જનની નિકટે જઇને
હર્ષેભર્યું મુખ પદે નમવી ઉભો છે;
બીડું ગ્રહ્યું સહજ વીરની વૃત્તિએ જે
સાક્ષાત તેજ પુલકી વદતી દિસે છે.

**શાર્દૂલવિક્રીડિત.**

'માતા! પાંડવની સભા મહીં ફર્યું બીડું શું ભૂમિ પરે?
શું ના ગાંડિવ પૂજ્ય વીણ ધરતી કો બાણ બીજું ધરે?

ક્ષત્રી શું નવ ચક્રવ્યૂહ અથવા કો અન્ય યુદ્ધે ચડે ?
પાણી આમ જતું અરે ! રુધિર આ શે–માત ! સાંખી શકે ?'

**અનુષ્ટુપ.**

'નહીં બાપુ ! નહીં બેટા !' અશ્રુધાર ઢળી પડે ,
બાલ એ વીરને મ્હોંએ હસ્ત માતા તણો ફરે .

**વસન્તતિલકા .**

'તું બાલ ને તુજ પિતા નહિ આજ પાસે ,
એ કૌરવો કુશલ પ્રૌઢ મહાબલી છે ;
આ નેત્ર માત્ર તુજ ઉપર ઠારવાનાં ,
મા વિનવે જઇશ ના ! નહિ બાપ ! ના ના !

**અનુષ્ટુપ .**

ખીલતું ઉત્તરાનું મ્હોં આ નેત્રે તરતું દિસે ,
છેડો એ વારવા તુંને તારા પાદપરે પડે .

**વસન્તતિલકા .**

તેં હસ્ત એ ગ્રહી હજુ નવ મ્હોંય દીઠું !
એ દેવી ઉપર દયા નવ લાવશે શું ?

સંસારમાં નિરખવા સરખી વિભૂતિ
જોવા નહીં નયન શું તુજ જાય ઠેરી ?

### શાર્દૂલવિક્રીડિત.

વ્હાલો પણ જન્મનીય પ્રથમે તું છે બન્યો—બાપલા !
માતા આજ તું ભોળીએ વળી તને કીધો બહુ ચાગલો !
શું હું વ્યર્થ જ આ કહું સહુ તને ? ના વાદ શું છોડશે ?
રે રે ભાઇ ! દયાય કોઇ ઉરની ના શું જરી લાવશે ?

'માતા ! આ તુજ બોલ શું ઘટિત છે કો વીરમાતા મુખે ?
માતા ! ખડ્ગવિના—વિના રણભૂમિ શું પુત્રનો અર્થ છે ?
મ્હારા તાત ન શું દુઃખે સળગશે આ બોલ તારા શુણી ?
દે આશીષ, ફરી હવે રણ જવા વારીશ હુંને નહીં.

### અનુષ્ટુપ.

આંસુડાં આ ઉપાલંભે માતાનાં અટકે નહીં,
હસ્ત એ પુત્રને મ્હોંએ ફરતાં કંપ મટે નહીં.

### માલિની.

અસુખ જરીય થાતાં પુત્રને સ્વપ્નમાં એ—
જરી પણ બનતાં કૈં પુત્રનો વાળ વાંકો—

ફડફડી ઉઠતું જે માતનું આર્દ્ર હૈયું
નહિ હજુ **અભિમન્યુ** જાણતો તે દિસે છે.

### અનુષ્ટુપ.

વીરનું બાલ હૈયું એ ના ના પ્રૌઢ હજુ સુધી,
ખડ્ગનો બાલસ્નેહી આ—તેને જાણ ન સ્નેહની.

### સોરઠા.

પણ માતાનો પ્રેમ જાણે એકજ માવડી,
બીજાં ભીનાં નેણ દુનિયાની માયા ખરી.

બચલાં વીંછણ ખાય—વીંછણ ડંખ ન આપતી,
માનો મર જીવ જાય ઊંની આંચ દીએ નહીં.

મા ! ચડતો સંગ્રામ અમર બાલ તુજ આ હજો,
એનો રક્ષણહાર ચૌદ લોકનો **નાથ** હો.

### વસન્તતિલકા.

સૂર્યોદયે રમત જે કરવી મહાન—
તેના જ તાન મહીં રાત્રિ જતી વહંતી ;

સંસારમાં નિરખવા સરખી વિભૂતિ
જોવા નહીં નયન શું તુજ જાય ઠેરી ?

### શાર્દૂલવિક્રીડિત.

વાહીલો પણ જન્મનીય પ્રથમે તું છે બન્યો–બાપલા !
માતા આજ તું ભોળીએ વળી તને કીધો બહુ ચાગલો !
શું હું વ્યર્થ જ આ કહું સહુ તને ? ના વાદ શું છોડશે ?
રે રે ભાઇ ! દયાય કોઇ ઉરની ના શું જરી લાવશે ?'

'માતા ! આ તુજ બોલ શું ઘટિત છે કો વીરમાતા મુખે ?
માતા ! ખડ્ગવિના–વિના રણભૂમિ શું પુત્રનો અર્થ છે ?
મ્હારા તાત ન શું દુઃખે સળગશે આ બોલ તારા શુણી ?
દે આશીષ, ફરી હવે રણ જવા વારીશ હુંને નહીં.

### અનુષ્ટુપ.

આંસુડાં આ ઉપાલંભે માતાનાં અટકે નહીં,
હસ્ત એ પુત્રને મ્હોંએ ફરતાં કંપ મટે નહીં.

### માલિની.

અસુખં જરીય થાતાં પુત્રને સ્વપ્નમાં એ–
જરી પણ બનતાં કૈં પુત્રનો વાળ વાંકો–

ફડફડી ઉઠતું જે માતનું આર્દ્ર હૈયું
નહિ હજુ અભિમન્યુ જાણતો તે દિસે છે.

અનુષ્ટુપ.

વીરનું બાલ હૈયું એ ના ના પ્રૌઢ હજુ સુધી,
ખડ્ગનો બાલસ્નેહી આ–તેને જાણ ન સ્નેહની.

સોરઠા.

પણ માતાનો પ્રેમ જાણે એકજ માવડી,
બીજાં ભીનાં નેણ દુનિયાની માયા ખરી.

અચલાં વીંછણ ખાય–વીંછણ ડંખ ન આપતી,
માનો મર જીવ જાય ઊંની આંચ દીએ નહીં.

મા ! ચડતો સંગ્રામ અમર બાલ તુજ આ હજો,
એનો રક્ષણહાર ચૌદલોકનો **નાથ** હો.

વસન્તતિલકા.

સૂર્યોદયે રમત જે કરવી મહાન–
તેના જ તાન મહીં રાત્રિ જતી વહંતી;

ઉત્સાહ હર્ષભર ચોઘ ઘૂમી રહ્યો છે,
આજ્ઞા તણા ધ્વનિ શુણાય મહેલમાંથી.

માતાતણાં નયન મેઘ બની ઢળે છે,
આશિષમાં હૃદય એ ટપકી પડે છે;
પ્રત્યેક બિંદુમહીં નિર્મળ આર્દ્રતા છે,
ઓહો! વિધિય તણું તખ્ત દ્રવી ગળે છે."

અનુષ્ટુપ.

માતાનાં અશ્રુની સાથે ઢળે અશ્રુ હમીરનાં,
વિચારો આર્દ્ર એ હૈયે જાગતા કંઇ ભૂતના.

શિખરિણી.

'અરે! મ્હારે એ છે પ્રિયજન કંઇ આ રુધિરનાં!
ત્યજી તેને આવો ભટકી અપરાધી કયમ બનુ
પ્રભો! શું મ્હારાથી નવ સુખી થશે કોઇ જ ઉરે?
ક્ષમા શાની યાચું મરણવશ જાતાં પણ હવે?

અરે! બાલા! બાલા! તુજ નયન હૈયે ખટકતાં!
થવાએ તો થાજે પણ હજુ સુખી તું બહુ સદા!

હશે એ શું પ્રીતિ ? નહિ નહિ ! છતાં અન્ય પણ શું ?
પરંતુ ક્યાં ખોળું વીજળી સરકી જે ગગન શું ? '

ઉપજાતિ .

હમીરનાં આર્દ્ર ગળેલ નેત્રો
ચોટી રહ્યાં છે ગઢવી મુખે જે ,
ઇચ્છેલ તે સૌ બનતું નિહાળી
બારોટ કૈં રંગ નવીન ધારે .

વીરત્વ નારીનું બતાવવાનો
હેતુ બને જો પરિપૂર્ણ આજે-
ચંદ્રા પછી સૌ કરી પૂર્ણ દેશે
બારોટને એ નક્કી ખાતરી છે .

અનુષ્ટુપ .

હુક્કાની ફુંક બે લેઇ જમાવી ફરી કલ્પના ,
હસી કૈં ચોધની સામે ચલાવે ફરી વારતા .

પદ્ધરી .

" નભ ઘુંમટ તોડી ભરી એક ફાલ
પ્રકટે ખળળભળ ઝગિ બાલ ;

ઉત્સાહ હર્ષભર યોધ ધૂમી રહ્યો છે,
આજ્ઞા તણા ધ્વનિ શુણાય મહેલમાંથી.

માતાતણાં નયન મેઘ બની ઢળે છે,
આશિષમાં હૃદય એ ટપકી પડે છે;
પ્રત્યેક બિંદુમહીં નિર્મળ આર્દ્રતા છે,
ઓહો! વિધિય તણું તખ્ત દ્રવી ગળે છે."

અનુષ્ટુપ.

માતાનાં અશ્રુની સાથે ઢળે અશ્રુ હમીરનાં,
વિચારો આર્દ્ર એ હૈયે જાગતા કંઇ ભૂતના.

શિખરિણી.

'અરે! મ્હારે એ છે પ્રિયજન કંઇ આ રુધિરનાં!
ત્યજી તેને આવો ભટકી અપરાધી કયમ બનુ
પ્રભો! શું મ્હારાથી નવ સુખી થશે કોઇ જ ઉરે?
ક્ષમા શાની યાચું મરણવશ જાતાં પણ હવે?

અરે! બાલા! બાલા! તુજ નયન હૈયે ખટકતાં!
થવાએ તો થાજે પણ હજુ સુખી તું બહુ સદા!

હશે એ શું પ્રીતિ ? નહિ નહિ ! છતાં અન્ય પણ શું ?
પરંતુ ક્યાં ખોળું વીજળી સરકી જે ગગન શું ? '

### ઉપજાતિ .

હમીરનાં આર્દ્ર ગળેલ નેત્રો
ચોટી રહ્યાં છે ગઢવી મુખે જે ,
ઇચ્છેલ તે સૌ બનતું નિહાળી
બારોટ કૈં રંગ નવીન ધારે .

વીરત્વ નારીનું બતાવવાનો
હેતુ બને જો પરિપૂર્ણ આજે-
ચંદા પછી સૌ કરી પૂર્ણ દેશે
બારોટને એ નક્કી ખાતરી છે .

### અનુષ્ટુપ .

હુક્કાની ફુંક બે લેઇ જમાવી ફરી કલ્પના ,
હસી કૈં યોધની સામે ચલાવે ફરી વારતા .

### પદ્ધરી .

" નભ ઘુંમટ તોડી ભરી એક ફાલ
પ્રકટે ખળળભળ ગગન બાલ ;

એ ચંડીના કર તણો થાલ
ઢોળે અસુરનું રુધિર લાલ.

વાદળી નિકટ ઉભી સિંહ રૂપ,
શોણિત પીએ ભૂખ ચૂસ ચૂસ;
ફાટી ગએલ અંગાર આંખ
દેશે કરી શું જગત ખાક!

અભિમન્યુનો સામો મહેલ,
ઝળકે ઉપર કઇ કલસ હેલ;
રવિ કિરણનો એ પ્રલય આજ,
ત્યાં આ અડગ કો ગિરિરાજ!

ત્યાં દૂર ઉભું સેન સજ્જ,
હયદલ અને પેદલ અળજ્જ;
ગડડડે ઝુલે કઇ મતંગજ,
કુંભસ્થલે ટપટપક મદ.

ભાલા, કટાર, કઇ ખડ્ગ દંડ—
પાવક પહાડ સૂતો પ્રચંડ!

ચોપાસ .આણટંકાર થાય—
વહ્નિ ફેણે ફુંફવે વ્યાલ !

સહુ અડગ વીર દ્રઢ સુભટ યોધ
વર્ષે સુરખ દ્દગ ક્રોધ ક્રોધ !
નયને ખૂણે ઉભી રહી મૂછ ,
માતંગ શુંઢવત ફરકે ભુજ .

રણશૃંગનો ઉપડે અવાજ ,
કઇ દ્દડદ્દડે વાજીંત્ર વાજ ;
ડંકો ડમકડમ—ભેર—ઢોલ ,
એ ધ્વનિ અતુલ—ન થાય તોલ !

‘ હરહર ’ ઉઠયો ગંભીર નાદ ,
ધડ ધડ વહે જ્યમ ઘન અષાઢ !
ગોળા તૂટયા ગ્રહ ભાનુ જેમ !
ઉખડી પડયું આકાશ કેમ !

કંપે ધરણીપર વૃથા ઝુંડ !
કંપે અનિલની લહરી મંદ !

કંપે જલધિ તજી આજ માઝ !
કંપે ભૂતલ ને શેષનાગ !
ધ્રૂજે રિપુદલ છાતી ક્રૂર !
પગ ધ્રૂજતાં ઉડી જાય ધૂલ !
ઊંધાં વહે નદનદી પૂર !
કઇં પ્હાડ બનતા ચૂર ચૂર !
ધૂર્જટિ ઉઠે લઇ રૂંઢમાલ !
શિરપર ધરી લઇ કરિન ખાલ !
લઇ ડમરૂ ડાક જોગિની પિશાચ
કંઇ ભૂત સાથ કુદી કરે નાચ !
સુરલોકની કન્યા અનેક
વર શોધવા ઉઠી એક એક !
લઇ કરલતાપર કુસુમહાર
ઉડી વિમાને કરી કરી સિંગાર !
ગિરિગહ્વરો ઉદધિ અખાત—
જ્યાં સાથ ચાલે દિવસ રાત—

કેસર તંતુ કમલે સ્હોય—
જ્યોત્સ્ના મહીં ગુલ જ્યમ હોય.

સરકે હંસ સરપર જેમ
ચાલે યૌવના ઝટ તેમ;
મ્હોંચી સુભદ્રાની પાસ—
જેનું મુખ દિસે ઉદ્દાસ.

શંભુસ્તવન કરતી માત,
નયનો ઢળ્યાં નીચાં શાંત;
છૂટા રહ્યા કાળા બાલ—
હરનો દિસે જાણે વ્યાલ!

નમતી ઉત્તરા પડી પાદ,
વાંસે ફેરવે કર માત;
મુખથી શબ્દ ના બોલાય,
ખાળ્યાં અશ્રુના ખાળાય.

સોરઠા.

ડુસકાં ભરતી માત મ્હોં આ દેખી બેવડી.
વધૂને છાતી સાથ ચાંપી પણ અંતે વડે.

‘ બેટા ! તારો નાથ મારો વાર્યો ના રહ્યો !
ઘરડી માની વાત ના માની ! ચાલ્યો ગયો !

તારા ઉરનો હાર, આ આંખડીનો હીરલો
ચક્રાવે ચડનાર જાશે રણમાં આ ઘડી !

તું બાલક–નવ જાણ, પિયુને શો સમજાવવો ,
એ એ બાલ અજાણ , વેનીલો હઠ ના મૂકે !

વેનીલા વર સાથ વેનીલાંય થવું પડે !
પાછો વિનવી લાવ જો એ તુજ માને કહ્યું !

અપશુકની આ આંખ તુંને ના થાશે રડી !
મીઠી વાણી–બાપ ! તારી ભેર પરે થજો ! ’

ગાલે આંસુ બોર અટકી ઉભું એટલું !
નિસાસાનો દોર મુખ મલકયે તૂટી પડયો !

## ઉદ્ગાર .

દેવી ભિન્ન જરી ના થાય !
સ્મિતમાં ઉત્તરા બોળાય !
મુખ પર નવીન આવે તેજ !
ચળકે નયનમાં પણ એજ !

કેસર તંતુ કમલે સ્હોય-
જ્યોત્સના મહીં ગુલ જ્યમ હોય.

સરકે હંસ સરપર જેમ
ચાલે યૌવના ઝટ તેમ;
પ્હોંચી સુભદ્રાની પાસ-
જેનું મુખ દિસે ઉદાસ.

શંભુસ્તવન કરતી માત,
નયનો ઢળ્યાં નીચાં શાંત;
છૂટા રહ્યા કાળા બાલ-
હરનો દિસે જાણે વ્યાલ!

નમતી ઉત્તરા પડી પાદ,
વાંસે ફેરવે કર માત;
મુખથી શબ્દ ના બોલાય,
ખાળ્યાં અશ્રુના ખાળાય.

સોરઠા.

ડુસકાં ભરતી માત મ્હોં આ દેખી બેવડાં,
વધૂને છાતી સાથ ચાંપી પણ અંતે વદે.

'બેટા! તારો નાથ મારો વાર્યો ના રહ્યો!
ઘરડી માની વાત ના માની! ચાલ્યો ગયો!

તારા ઉરનો હાર, આ આંખડીનો હીરલો
ચક્રાવે ચડનાર જાશે રણમાં આ ઘડી!

તું બાલક–નવ જાણ, પિયુને શે સમજાવવો,
એ એ બાલ અજાણ, વેનીલો હઠ ના મૂકે!

વેનીલા વર સાથ વેનીલાંય થવું પડે!
પાછો વિનવી લાવ જો એ તુજ માને કહ્યું!

અપશુકની આ આંખ તુંને ના થાશે રડી!
મીઠી વાણી–બાપ! તારી ભેર પરે થજો!'

ગાલે આંસુ બોર અટકી ઉભું એટલું!
નિઆસાનો દોર મુખ મલક્યે તૂટી પડ્યો!

ઉધોર.

દેવી ખિન્ન જરી ના થાય!
સ્મિતમાં ઉત્તરા બોળાય!
મુખ પર નવીન આવે તેજ!
ચળકે નયનમાં પણ એજ!

જેવો પગ ધર્યો ગૃહમ્હાંય
તેવી ફરી પાછી બ્હાર ;
ભર ઉત્સાહ રોમે રોમ ,
પગમાં હામનું છે ઝોમ .

રથ છે આંગણે ઉભેલ ,
ઝળકે પતાકા ને હેલ ;
હીરાજડ્યા મોટા સ્થંભ ,
તેમાં શસ્ત્ર પૂરે રંગ .

ચોગમ ચક્ર ટાંગ્યાં દિવ્ય ,
ઉભાં અસ્ત્ર ખડ્ગો ભવ્ય ;
ઉપર ચિત્રમાં હનુમાન
તેડી ઉડે લક્ષ્મણ રામ .

વચમાં ઈન્દ્ર શો કુમાર ,
બેઠો કર મહીં લઇ બાણ ;
અશ્વો સારથી છે સજ્જ ,
સેના કૂચ કરતી અર્ધ .

હરખે જોઇ પતિનું મુખ ,
કુંવરી થઇ રથઆરૂઢ ;

પિયુના વામ કરની પાસ
લીધું યુદ્ધરથમાં સ્થાન.

વાળી વીર આસન દેવી,
બેઠી જગતઅંબા જેવી;
કમલે ભ્રમર ગૂંજે તેમ,
પતિને મુખે ચોટયાં નેન.

ચમકે અભિમન્યુ જોઇ,
પડખે આમ બાલા કોઇ;
સમજે નહીં આ શું થાય,
મનમાં કાંઇ એ મૂંઝાય.

પોતાનીજ સ્ત્રી છે એમ,
જાણે અભિમન્યુ કેમ?
ગઇ છે તેડવાને સાંઢ—
એને એટલી છે જાણ.

પોતાનીય સ્ત્રીએ કેમ
રથમાં આવી બેસે એમ?
એ ના વીરથી સમજાય,
કોઇ સ્ત્રીથી ક્યમ બોલાય?

## સોરઠા .

પ્રૌઢ હૃદયની નીક આત્માર્પણ ઔદાર્યની-
તે નવ સમજે વીર-જેનો પાઠ ભણ્યો નહીં .

પણ સ્થિર સુંદર રૂપ વયમાં તાજું આવતું-
ત્યાં દ્દગ ફરતાં સ્નિગ્ધ પાઠ ભણાવ્યો કુદરતે .

## ઉદ્ગાર .

જોઇ ચપલતા આટોપ-
જોઇ ખીલતો એ રોપ-
જોઇ આંખડીનો તીર-
ડૂબે અચંબામાં વીર .

આ તે કોઇ છે શું દેવી ?
ઉર સંભાવના છે એવી !
મુખથી નેત્ર ના ખેંચાય !
દર્શનની ન તૃપ્તિ થાય !

લાગી ગઇ દૈવી ચોટ !
દિલડું થયું લોટંપોટ !
મીઠું મુગ્ધ ઉરનું તાન-
તેમાં ગયો ભૂલી ભાન !

## સોરઠા.

ભમરો ખીડવા જેમ ઉઘડે ગુલાબની કળી,
ખીલે મુખડું તેમ કુંવરીનું સ્મિત મન્દમાં.
ઝરતાં ફુલડાં જેમ થંડી વાયુ લ્હેરીએ
પિયુનાં દૃગને તેમ ઉત્તર દેતી ઉત્તરા.

## ઉધ્ધાર.

'દાસી આપની હું—**નાથ**!
શિષ્યા પાર્થની હું—**નાથ**!
જ્યાં જ્યાં આપ ત્યાં ત્યાં હુંય—
મ્હેલે જંગલે કે ક્યાંય.

મારો પતિ જ રણમાં જાય,
હુંથી કેમ અહીં રહેવાય?
ચિન્તા રાખશો ના—**નાથ**,
ના હું ડરીશ શુણી રણહાક.

મુજને શસ્ત્રનો છે યોગ,
પાર્થે શીખવ્યો ઉપયોગ;

આપીશ નાથને હું સ્હાય ,
શીખ્યું આજ સાર્થક થાય .

ઝૂઝે રણે વ્હાલો યોધ–
તે છે મને જોવા કોડ ;
તૃપ્તિ તે જ લેવા કાજ ,
રણના રથે બેઠી આજ .

## સોરઠા .

પોતાની જે માત–નિત્યની ભાગિણી પાર્થની–
રડતી તે હમણાં જ જોઈ આવ્યો વીર છે .

તાજી અશ્રુધાર–દયામણું મુખ માતનું–
તે ફરીથી આ વાર વીરનયનમાં તરવરે .

સ્ત્રી તો કોમળ જાત–વીરપણું ત્યાં હોય ક્યાં ?
અનુભવની જે બ્હાર તે આ વીર ન માનતો .

ત્યાં આ બાલાવેણ વિસ્મયદરિયો ભાસતો ,
તેને પીતો તેમ અધર બેય ઉઘડી રહે .

## ઉદ્ધાર .

સ્ત્રી ના યુદ્ધમાં લેવાય ,
શાસ્ત્રો કેમ ઉલ્લંઘાય ?

હેવા રજા મન ના થાય,
'જા' એ બોલ કયમ બોલાય?

એ મુખચન્દ્રનું સૌંદર્ય-
તેમાં અમી છે કંઇ દિવ્ય;
તેનું પાન કરતો જાય,
તૃપ્તિ કાળથી ના થાય.

**સોરઠો.**

આ ના હેવી કોઇ પણ છે નકી નિજ ઉત્તરા-
એ જાણે તવ ચોધ વિચારલહરીમાં તરે.

**ઉધોર.**

'લલનાઓ તણાં આ રૂપ-
ઓહો! સુધાના શા કૂપ!
એ લાવણ્યના સૌ ભાવ-
તેનો શો ગભીર પ્રભાવ!
એને જોઇ તો મેં આજ
પણ ના કરૂં શું તે કાજ?

ભાસે યુગો વીત્યા સાથ !
મારૂં હૃદય થાતું હાસ !

આ કો સભર મૃદુતાકોષ !
કેવો યોગ આ નિર્દોષ !
જોતાં થાક ઉતરી જાય !
દુઃખનો નાશ ક્ષણમાં થાય !

રણમાં ઝૂઝવું તે પાપ,
કરવો શત્રુનો ત્યાં ઘાત ;
જાણું પોષવાનું પ્રીત,
પ્રેમે હારવું તે જીત.

શી છે ઘાત કરતાં જીત ?
એ તો મૃત્યુની છે રીત !
જીવન યુદ્ધમાં શોષાય !
જીવન પોષતાં પોષાય !

બાલાઓ! અહો ! સુકુમાર!
તમને સ્વર્ગ ખુલ્લું દ્વાર !
જગના સ્તુત્ય આ સૌ વીર
તે તો ક્ષારનું છે નીર ! ’

## શિખરિણી.

અહો ! કેવું હૈયું ઘનવત બન્યું છે હમીરનું !
દિસે છે એ હેલી મુખ પર સુધાની વરસતી !
અરે ! સ્વાતિ બિન્દુ ! તુજ પ્રિય તને છીપ મળજો !
તમારા સંયોગે જગત સહુ મુક્તામય થજો !

ભલે થાતો હાવાં શિથિલ કર આ ખડ્ગ પરથી,
ભલે છૂપા ભાવો તુજ નયન દેતાં સહુ કહી ;
અરે ! કિન્તુ શાને તુજ ઉર નિરાશામય બને ?
રમ્યો આગે સૌથી પ્રણય ત્યમ તુંથી પણ રમે !

## અનુષ્ટુપ.

ગઢવી ! મારજે છાપો જે જે હો હજુ મારવી,
ઝીલનારૂં તને આવું ના ના કોઇ મળે ફરી.

## સોરઠા.

" બાલાનું મુખ મૂક-તેમાં દૈવી નાદ કો-
તે શુણતો અભિમન્યુ, ને જોતો મૃગબાલ શો.

જયઉત્સાહી નેન પ્રેમગરીણી વ્યાપતાં
કાંઇ યાચે તેમ ચોંટયાં બાલામુખ પરે.

# ઉધ્ધાર.

ચોટયાં નેન—દિલનાં નેન,
ઉઠયું મધુર ઝરણું—પ્રેમ;
પણ ના યુદ્ધ કૈં રોકાય,
હાવાં વિલંબે કયમ થાય?

ઉત્તર વાળવાનો કાળ
આવ્યો હવે—વીરા બાળ!
નીચે ધરી કરથી બાણ,
બોલે ઉત્તરાનો ભાણ.

તુજ ગુરુ—પિતા મારા દૂર
આ જો સજ્જ ઉભા શૂર;
છેડું યુદ્ધને ન જરાય,
હુંથી ઉભું ના રેહવાય.

સ્ત્રી ના યુદ્ધમાં લેવાય,
શાસ્ત્રો કેમ ઉલ્લંઘાય!
તારો કોડ—બાલા! આજ
હુંથી કેમ પૂરો થાય?

તારો કોડ ના પૂરાય,
જૂદાં થવું—ના ઉપાય;
તારા યોગનું સુખ તેમ
હુંથી ન તેટલું લેવાય.

આપું—ઉત્તરા! પણ કોલ,
પાળો પ્રભુ મારો બોલ;
પાછો ફરી રણથી આજ
ભેગો કરીશ પંડિતસાથ.

સ્ત્રી કાં રણે ના લેવાય?
એ સુખ કેમ ના દેવાય?
એવો કરૂં હું તકરાર,
ખુલ્લું પછી થાશે દ્વાર.

ચડતાં ફરી હું સંગ્રામ
લેઇશ સાથ તુંને—પ્રાણ!
કર તુજ ખંત પૂરી કાલ,
માતા સહે રહેજે હાલ.'

હોતાં શાસ્ત્રનો પ્રતિષેધ
મૂકી ઉત્તરાને ઘેર;

## ઉપેન્દ્રવજ્રા.

મીઠો કસુંબો ગઢવી કરે છે,
ચોપાસ કૈ અંજળીઓ ફરે છે;
એ ઘેન ધીમે ચડતું દિસે ને
વેળાય ના ભોજનને હવે છે.

## અનુષ્ટુપ.

નશાનાં ઘેન સૌ મીઠાં મીઠાં છો વિશ્વને બને;
પ્રેમના ઘેનમાં બીજું ના ના ઘેન કદી ચડે.

## શિખરિણી.

ફરીથી એ બાલા સરવર તણી યોધહૃદયે
શુણાતાં આ વાર્તા રુધિર સઘળામાં તરવરે;
દ્રવી ચાલી જાતી મધુર સ્વરમાં ઇંદ્રિય બધી,
સમાતી ના આવી લહરી જિગરે કૈ ઉઠી ઉઠી.

---

યોગ્ય બનાવ્યો હતો તેથી જ અહીં જેમ તેની ગેરહાજરીમાં તેમજ હાજરીમાં રંગ અપાય છે.

મારી કથાને તેના મારવાડના વાસ સાથે સંબંધ નહોતાં તે વાત મૂકી દેવી પડી છે, તેને માટે મને દિલગીરી થાય છે; કેમકે તે પણ કોઇ કાવ્યને–વીરકાવ્યને–શોભાવે તેવી છે, અને એ લખાય ત્યારે જ હમીરજીના ચરિત્રને ન્યાય મળ્યો કહી શકાય.

'અહો ! તે બાલા શી મુજ હૃદયની તે રમણીએ
મને ક્યારે ક્હેશે–' તુજસહ–પિયુ ! ચાલીશ રણે ? '
હશે ક્યાં તે વેળા પ્રિયઉર તણો કોડ પૂરતી ?
હશે–હા ! ક્યારે તે અસુરશિર વ્હેતાં નિરખતી ? '

મન્દાક્રાન્તા.

ધીમે ધીમે ગળી ગળી જતી પાકતી ચાંદની આ
ચારે પાસે ધવલ સરખી દૂધની રેલ રેડે ;
પ્રેમે થાક્યો અગર દિસતો ઘેનમાં કો નશાના—
તેવો ધીમે પદ ધરી વહે અષ્ટમીનો શશી આ.

ઉપજાતિ.

ભ્હોળું હતું મંડલ આજ આંહીં,
સમાસ ચોગાન વિના થશે ના ;
ટેકી કરે એ ગઢવી ઉઠે ને
અહીં તહીં નોકર કૈં ફરે છે.

અનુષ્ટુપ.

અકકેકાને ઉપાડીને મૂકાતા દૂર ઢોલીઆ,
ચાદરો પથરાઈ ને બાજઠોય ઢળી રહ્યા.

## ઉપજાતિ.

પંક્તિ હવે સૌ પથરાઇ જાતાં,
થાળોય ત્યાં સર્વ મૂકાઇ રૂહેતાં,
હમીરજી શબ્દ શુણે ‘પધારો’,
ને તાન મીઠું અટકી પડે છે.

પરીસ્રવાનું શરૂ કામ થાતું,
પ્હેલું જ ત્યાં ભોજન ક્ષીરનું છે;
પરીસવાનું સહુ પૂર્ણ થાતાં
થાળી ફરે ચોગમ શર્કરાની.

## અનુષ્ટુપ.

વેગડાની કુમારીએ પકાવેલ રસોઇ છે,
પરીસે હાથથી જાતે બૂરૂં સાકરનું બધે.

મધ્યમાં યોધ બેઠો ત્યાં આવે પીરસતી હવે,
હસ્ત એ થાય લાંબો ને મ્હોં સામે મુખડું નમે.

## વસન્તતિલકા.

કેવા નમે અવયવો કુલની કળી શા!
કેવી સમાન સહુ અંગની પૂર્ણતા છે!

સંકોચ ને સ્મિત તણી હદ શાં રસીલાં
કેવાં દિસે નયનપક્ષ્મ ઢળેલ અર્ધ !

મીઠું સ્રવે પ્રણયસ્રોત કટાક્ષમાંથી ,
ગંભીર દૃષ્ટિ ઉરની સ્થિરતા જણાવે ;
એ ભ્રૂકમાન જયઉત્સવની પતાકા
સામ્રાજ્ય આ જગત ઉપરનું ભજાવે .

જે નેત્ર તાપ સમરાંગણના સહે છે ,
તેનેય દર્શનથી ઠંડક પ્રેરવાને ,
યોજાયલી પ્રભુથી મૂર્તિ દિસે નકી એ :
ને એજ સર્વ શશી ખુલ્લું કરી બતાવે .

વિદ્યુતના પ્રતિ નવા ચમકારમાંથી
ભાસે રસાલ જગ જન્મ સદાય લેતું–
પ્રત્યેક તેમ ગતિ આ લલના તણીમાં
આકર્ષનાર કંઇ નૂતન ઉદ્ભવે છે .

એ ગૌર છે વદન, ગૌરપણા મહીં એ
તેજપ્રભાવ કંઇ ચંદ્ર અપૂર્વ પ્રેરે ;
એ ભાલ, ગાલ, દૃગ, નાજુક નાસિકાથી
આછાં ગુલાબી કિરણો ઝરતાં દિસે છે .

સામે જ છે શશી રહેલ હમીરજીની,
એ અર્ધ ચંદ્ર દૃગ એ નિરખી રહ્યાં છે;
આ કિંતુ ગૌર પરિપૂર્ણ સુધાંશુ ક્યાંથી ?
આશ્ચર્ય એ ચકિત આંખ નિહાળી રહેતી.

જે અર્ધ ચંદ્ર હમણાં જ નિહાળતો ’ તો
ત્યાં પૂર્ણ ગૌર શશી ભાવભર્યો કયો આ ?
આ સ્વચ્છ આભ–નવ વાદળી એક છે જ્યાં
ત્યાં આ કયો નવીન વિદ્યુતનો લીસોટો ?

બાલા નમી હજુય પીરસતી જતી ને
એ હસ્તમાં નવીન ભાવ હજાર કંપે;
ક્યારે ગણે અતિથિ છે થઇ પૂર્ણતા તે
જોવા નમ્યું વદન યોધની આંખ સામે.

ઢાળાય થાળ અરધો મેહમાનને તો,
તોએ ગળામણ હજુ નવ પૂર્ણ થાતું;
એ તો પ્રભાત સુધી પૂર્ણ નહીં થવાનું,
બેઠો અહીં અતિથિ આત્મલગામ ખોઇ.

પોતે ગણેલ શશી પૂર્ણ કળા ભરેલો
તે સ્ત્રી જ છે–વદન છે–સમજાય છે તે;

કિંતુ વિશેષ કંઇ ખાતરી થાય હૈયે,
ને એ થતાં જિગર શીત હવે ગળે છે.

તે તે તડાગ પરની પનિહારી બાલા,
ને આ ઝુકી અહીં સુધા પીરસી રહી તે
છે એક એક જ નકી! નકી એજ એ છે!
શાં એ ઉરે મધુર સ્વપ્ન વહી રહ્યાં છે!

જે દર્શને હૃદયને હલવી મૂક્યું 'તું
તે ઇષ્ટ દર્શન ફરી અહીંઆં કહીંથી?
જે દર્શને દિવસ કૂચ મહીં વધાર્યો
તેનીય આ સફલતા બનવી કહીંથી?

એ નેત્રની સફલતા અણચિન્તવીથી
સિંધુ કૂદે તટવિહીન અજાયબીનો;
ભૂલી ગયો અતિથિ પીરસનારને છે
અન્ય સ્થલે પીરસવાની રજાજ દેવા.

ઉપજાતિ.

સામે જ બેઠા ગઢવી તહીં છે,
તે દૃષ્ટિ આ સર્વ નિહાળી રહે છે;
સ્વઇષ્ટને પાર પડ્યું જ માને,
આનન્દનો વેગ ઉરે ઉડી રહે.

કુંકાવટી નાયક ભીલનાને
ઉત્સાહમાં હસ્ત મહીં ધરે છે ;
વૃદ્ધા અવસ્થા ઉડી ક્યાંઇ ચાલી–
બારોટજી બાલક શા ઉઠી ઉભે .

અનુષ્ટુપ .

વિસ્મયે વેગડો ઉઠે–ધોળી મૂછ હસી રહે ;
જોઇને જોડલું આવું હર્ષાશ્રુ નયને વહે .

વસન્તતિલકા .

ચોટયાં હજુ નયન એકબીજા મહીં છે ,
મીઠી ઘડી હૃદયમાં ધડકી રહી છે ;
આનંદ અમૃત તણા ગરકાવ માંહીં
એ સ્નિગ્ધ આર્દ્ર અભિષેક બની રહ્યા છે .

ત્યાં ભીલનાયક કરે જઇ ચાંદલો, ને
બારોટજી કરથી અક્ષત ચોડી દે છે ;
કન્યા તણો કર ગળામણથી ભરેલો
લેઇ હમીરકર નાયક માગતો આ .

અનુષ્ટુપ .

એટલું થાય ત્યાં જાગે–આવે ભાન હમીરને ,
ઘેરી એ આંખડી તેની ખેંચી લે મુખથી હવે .

## વસન્તતિલકા.

આ પૂર્ણ છે સહુ જ ઇષ્ટ બની રહેલું—
છે એટલુંય સમજેલ કુમાર યોધ ;
બ્રહ્માંડતખ્ત પ્રભુ અર્પી અહીં રહ્યા આ—
તેનુંય ભાન ઉરમાં ઉછળી રહ્યું છે .

## ઉપજાતિ .

પોતે જવાનો પણ કાલ યુદ્ધે—
એ વાત હૈયે ખટકી ઉઠે છે ;
સૌ ક્ષેમ પાછું જ ફરાય ત્યાંથી—
શી ખાતરી તેની થઈ શકે છે ?

તો આ બિચારી અનભિજ્ઞ બાલા
અખંડ સૌભાગ્ય સમી દિસે જે—
સૌભાગ્ય તે હસ્ત સહે લૂટીને
વૈધવ્ય દેશે કયમ પ્રેમ તેને ?

## અનુષ્ટુપ .

ઉઠતાં ઉર્મિ એ ઉરે સાવધાન થઇ ગયો ,
અગાડી દીર્ઘ થાતો તે હસ્તને કબજે કર્યો .

## વસન્તતિલકા .

મીઠાં દયાર્દ્ર નયનો જલમાં તરંતાં ,
એ ભીલનાયક તણાં નયને લગાડી ,

એ સાહસિક ગતિને અટકાવતો એ
જે છે ઉરે ટપકતું-વિનયે કહે તે.

## શિખરિણી.

" અહો ! તારી કન્યા-મુજ હૃદય તેને વશ બન્યું,
ખરૂં કે ચાહું છું, અધિક મુજને એ જીવનથી;
ખરૂં કે એ વિના જગત સઘળું શુષ્ક મુજને,
બધું સાચું સાચું પણ નવ ઘટે તે કયમ બને ?

અહો ! તેની પ્રાપ્તિ મુજ હૃદય પુણ્યોદય ગણે,
અહો ! એથી બીજું જગ પર સુભાગ્યે કયું હશે ?
ગયાં સ્વર્ગોનાંએ સ્વપન સહુ એને નિરખતાં !
બધું સાચું કિન્તુ પ્રણય કયમ દેશે દુઃખ ભલા ?

હવે છે ના ઝાઝો જગત સહ સંબંધ મુજને,
રસીલું વા સૂકું પણ સહુ હવે સ્વપ્ન સરખું;
અરે! સ્વપ્ના માટે મૃદુ જીવન ડોળી કયમ દઉં ?
કળી ચૂંટી લેઈ મરણવશ તેને કયમ કરૂં ?

જવું મારે યુદ્ધે-મુજ કર હવે તો શબ સમો,
અરે ! તેનો તેણે ઘટિત નવ આલંબ ગ્રહવો;
કહેતાં આ બોલો મુજ જિગર લાચાર દુખિયું,
છતાં હું તો એવી મૃદુ કળી સ્વીકારી નહી શકું."

## ઉપજાતિ.

બારોટ આ વાત સહુ શુણે ને
નીચે ઢળ્યાં છે નયનો વિચારે;
ઘડીક એ ચોઘમુખે ફરે ને
નેત્રો ફરી ભૂમિ પરે ઢળે છે.

એ ભીલના નાયકની કુમારી
હમીરજીથી પતિ અન્ય સારો
ક્યાં વિશ્વની ઉપર પામવાની?
બારોટજીને દૃઢ એ થયું છે.

ચંદા ભણી એ નયનો ફરે ને
એ મ્હોં તણા ભાવ નિહાળી રહે છે;
જાણે કંઈ આમ પુકારી ઉઠે—
'બાપુ! રુચે તે સુખથી કરી લે!'

બાલાઉરે છે ધડકી ઉઠ્યું કે,
પ્રાંતિ વધારે ધડકી હશે ક્યાં?
સંકોચ, લજ્જા, દુનિયા, વિચારો
તોડી દઈ પ્રેમ કુદી ઉઠે છે.

## શાર્દૂલવિક્રીડિત.

જે માલા ગઢવી કરે લટકતી તાજાં ફુલોની હતી—
જે એ યોધઉરે જ ભોજન પછી પ્હેરાવવાની હતી—
તે માલા કરમાં લઇ કુંવરીએ અર્પી દીધી યોધને,
ના હા કૈં કરવા તણો સમય ના બાકી રહ્યો છે હવે.

## હરિણી.

સરતટપરે ગૂંથાયાં તે તરો ઉદધિ મહીં,
અનુકૂલ વહો વાયુલ્હેરી સદૈવ શઢો ભરી;
અમર રસ કો-તેનાં લ્હાણાં ભવોભવ પામજો,
તમ હૃદયનાં ઊંચા સ્વર્ગે સદા નયનો હજો.

## વસન્તતિલકા.

હર્ષાશ્રુ એ ગઢવીનાં નયને વહે છે,
સંસારકાર્ય સહુ પૂર્ણ થયાં દિસે છે;
એ યુગ્મનાં ફરી ફરી દુખણાં લીએ છે, *
આશીષ હર્ષલહરી ઉભરાઇ વ્હે છે.



* દુખણાં સ્ત્રીઓ જ લે છે, પણ બહુ આનંદમાં આવી જઇ આ-શીષ દેતાં દેવીપુત્રો-ચારણો-પણ માતાની પેઠે જ પોતાના અન્નદાતાનાં બાલકોનાં દુખણાં લે છે.

# પ્રસ્તાવના.

મારાં છૂટક છૂટક કાવ્યો, જે જુદે જુદે વખતે જુદાં જુદાં ચોપાનીઆંમાં છપાએલાં, તેનો આ નાનો જેવો સંગ્રહ છે. આમાં કેટલાંક પુરાણ કથાઓનાં સ્વતંત્ર કાવ્યો, કેટલાંક સંસ્કૃત સાહિત્યમાંના શ્લોકોનાં અનુકરણો, કેટલાંક ભાષાન્તરો અને કેટલાંક ગીતો છે: કેટલાંક પરચૂરણ કાવ્યો જુનાં ચોપાનીઆં નહિ મળવાથી રહી ગયાં છે અને 'કુંવર ચાલો ઘેર મામી મનાવે.' એવાં કેટલાંક ગીત જે અમદાવાદ અને મુંબાઈ વચ્ચે બધે ઠેકાણે મંગળ અવસરે સ્ત્રીઓથી ગવાય છે તે પણ આમાં આવી શક્યાં નથી, કારણ કે તેની અસલ પ્રતો મારી પાસેથી ખોવાઇ છે. આમાંનાં ઘણાં કાવ્યોએ વાંચનારનાં હૃદયને રંજન કરેલાં અજાણ્યા થઇને જોયાં છે અને મેં પોતે પણ વારંવાર ગાઈ વિચારીને આની કસોટી કરેલી છે. આ પ્રસંગે એક વસ્તુ ખાસ કહેવી જોઇએ તે એ છે કે, સામાન્ય વાચનની માફક કાવ્યો વાંચવાથી તેનો રસાસ્વાદ અનુભવાતો નથી. જેમ વધારે અને વધારે ઘસાવાથી ચંદનની સુગંધ વધારે અને વધારે ફોરે છે તેમ કાવ્યો પણ ખુશી ખુશાલીને વખતે ગમત ભેર ગાનના તાન પર ચઢાવતાં ચઢાવતાંજ રસોત્પત્તિ થાય છે. હાલ અતિ વ્યવસાયનો વખત હોવાથી કાવ્યો રાગોટવાનો શ્રમ કોઇ લેતું નથી અને માત્ર સામાન્ય વાચને સૂકા હૃદયે લોકો તેને વાંચે છે એટલે તેમાંથી રસ ઝરતો નથી અને ઘણાં કાવ્યોને એ પ્રમાણે જેરઇનસાફ થાય છે. કાવ્યને રાગની—ખાસ કરીને [illegible]

ચિત હોય એવા રાગની જરૂર છે અને જેનો રાગ લોકને બેસતો નથી તે કાવ્યો કદી પણ લોકથી વંચાતાં નથી. રાગવગરનાં અને નહિ બેસતા રાગનાં કાવ્યો લોકને નકામા જેવાં થઇ ખુણે પડી રહે છે. પ્રસંગવશાત વળી એ પણ અત્રે જણાવવા જેવુંજ છે કે, આખી દુનીઆં કાં જંગલી કે કાં કેળવાએલી ' કાવ્ય ' એટલે ગવાય એવી કોઇ વાણીની બનાવટ એમ સમજે છે, છતાં કાવ્યના લક્ષણમાં આણી તરફના તથા યુરોપ તરફના કેટલાક આલંકારિકોએ રાગને સ્થાનજ આપ્યું નથી, અને એમ કરી તેઓ ઉંચી જાતના ગદ્યને પણ કાવ્યમાં ગણે છે. એ મોટા વિદ્વાન્ આલંકારિકો તરફ મને મોટું માન હોવા છતાં, હું તેમના કાવ્ય લક્ષણથી જુદો પડું છું. જેને કોઇ જાતનો રાગ નથી તે કાવ્ય નથી. વાણીના બે મુખ્ય ભાગ માણસો પરંપરાથી માનતાં આવ્યાં છે. એક બોલવાની વાણી અને બીજી ગાવાની વાણી. બોલવાની વાણી ગમે તેવા અલૌકિક અને અપાર રસથી ભરેલી હોય તેમ છતાં તે કાવ્ય નથી તે નથીજ. તેને કાવ્ય નહિ કહેવાથી તેની મહત્તામાં કંઈ ઘટાડો થતો હોય એમ પણ હું માનતો નથી. કાદંબરી બહુજ ઉંચા પ્રકારનું શબ્દે શબ્દ રસથી ભરેલું સર્વોત્તમ પણ ગદ્ય છે કાવ્ય નથી. તેમ આલંકારિકોમાંના કેટલાક સિવાય બીજું જગત તેને કાવ્ય કહેતું પણ નથી.

આણી તરફના અને યુરોપના મોટા મોટા સમર્થ વિદ્વાનોએ કાવ્યનાં લક્ષણ બાંધ્યાં છે અને તેમનાજ જેવા સમર્થ વિદ્વાનોએ તેમના લક્ષણના કકડે કકડા કરી પણ નાંખ્યા છે.

# કાવ્ય પીયૂષ.



## राज्यने आशीष.

( ઠુમરી–નાથ કેસે ગજકો બંધ છોડાયો. એ ઢાળ. )

અમર તપો ! જ્યોર્જનું રાજ રૂપાળું, હરિ ! હિંદને હિત કરવાળું,
અમર તપો ! જ્યોર્જનું રાજ રૂપાળું.

વિદ્યા કળા જેમાં વધતાં ચાલે છે ને, થાય છે લોક સુખાળું;
મ્હેમ અજ્ઞાનની ઉંડી ગુફાઓમાં, પહોંચ્યું છે જ્ઞાન ઉજાળું,
અમર તપો ! જ્યોર્જનું રાજ રૂપાળું, હરિ ! હિંદને હિત કરવાળું,
અમર તપો ! જ્યોર્જનું રાજ રૂપાળું.

વિકટોરીઆના અમલથી અમલ થયું, એડવર્ડ અમલે ઉજાળ્યું;
મીઠા મ્હેરામણ મોરલી મહાત્માની, માયોર્મિએ ઉજમાળું,
અમર તપો ! જ્યોર્જનું રાજ રૂપાળું, હરિ ! હિંદને હિત કરવાળું,
અમર તપો ! જ્યોર્જનું રાજ રૂપાળું.

સ્વરૂપ હું આવું સમજું છું, મ્હારાં કાવ્યો આવાં છે એવો તેમ છતાં કથિતાર્થ સમજવાનો નથી. લક્ષણોથી, વિવેચનોથી કે વાદ-વિવાદથી વસ્તુની કીંમત થતી નથી, એ તો જગત ઝવેરી છે તે જે ઝવેર હોય તેને એની મેળેજ પારખી લે છે.

કાવ્ય ઉપર જેટલા વિચારો જણાવીએ તેટલા થોડાજ છે એટલે સુજ્ઞ વાચકોને પ્રસ્તાવનામાં વધારે નહિ કંટાળો આપતાં આગળનાં પાનાંમાં જે કંઈ છે તે મારી તરફ ઉદાર મન રાખીને વાંચવાની વિનંતિ કરીનેજ અટકું છું.

**અમદાવાદ**
વિજયાદશમી ૧૯૬૭

લી.
**મણિલાલ છબારામ ભટ્ટ.**

# કાવ્ય પીયૂષ.



## રાજ્યને આશીષ.

( ઠુમરી—નાથ કેસે ગજકો બંધ છોડાયો. એ ઢાળ. )

અમર તપો ! જ્યોર્જનું રાજ રૂપાળું, હરિ ! હિંદને હિત કરવાળું,
અમર તપો ! જ્યોર્જનું રાજ રૂપાળું.

વિદ્યા કળા જેમાં વધતાં ચાલે છે ને, થાય છે લોક સુખાળું;
વ્હેમ અજ્ઞાનની ઉંડી ગુફાઓમાં, પહોંચ્યું છે જ્ઞાન ઉજાળું,
અમર તપો ! જ્યોર્જનું રાજ રૂપાળું, હરિ ! હિંદને હિત કરવાળું,
અમર તપો ! જ્યોર્જનું રાજ રૂપાળું.

વિકટોરીઆના અમલથી અમલ થયું, એડવર્ડ અમલે ઉજાળ્યું;
મીઠા મ્હેરામણ મોરલી મહાત્માની, માયોર્મિએ ઉજમાળું,
અમર તપો ! જ્યોર્જનું રાજ રૂપાળું, હરિ ! હિંદને હિત કરવાળું,
અમર તપો ! જ્યોર્જનું રાજ રૂપાળું.

પૂર્વે કર્યું હતું જેમ ઉદ્ધારણ, શૂકર સ્વરૂપે ધરાનું;
તેમ કર્યું છે ઉદ્ધારણ જેહેણે, આજે આ હિંદ પ્રજાનું,
અમર તપો ! રાજ આ જ્યોર્જ રાજાનું, હરિ ! હિંદને હિત કરવાળું,
અમર તપો ! જ્યોર્જનું રાજ રૂપાળું.

જંતર મંતર રૂપ હતું જે જે, તે તે થયું યંત્રવાળું;
દેવને દુરલભ સુલભ થયું સહૂ, જેમાં સરલ કળવાળું,
અમર તપો ! જ્યોર્જનું રાજ રૂપાળું, હરિ ! હિંદને હિત કરવાળું,
અમર તપો ! જ્યોર્જનું રાજ રૂપાળું.

---

पौराणिक प्रसंगनां काव्यो.

# શર્મિષ્ઠા ને યયાતિ.*

વંશસ્થ વૃત્ત.

પ્રદોષ વીતી ન હતી થઇ નિશા,
હતી વળી આરુણ[1] વારુણી દિશા;
વિહંગ મોટાં દ્રુમમાં વિરામતાં
હતાં હજી મંજુલ ગુંજ ગુંજતાં.

---

* કથા એમ છે કે, રાક્ષસોના રાજા વૃષપર્વાને શર્મિષ્ઠા નામે કુંવરી હતી અને રાક્ષસોના ગુરુ શુક્રાચાર્યને દેવયાની નામની કન્યા હતી. એઉને સહીપણાં હતાં. એકવાર એક ઠેકાણે તે બધાં નાહવા ગયાં હતાં. નાહાઇ રહ્યા પછી ઉતાવળમાં વસ્ત્ર બદલતાં દેવયાનીથી શર્મિષ્ઠાનાં વસ્ત્ર પહેરાઈ ગયાં. આથી તે બે સખીઓ વચ્ચે મહેણામહેણ બોલાચાલી થઈ. ઘેર આવી દેવયાનીએ પિતાને કહ્યું તેથી ઋષિ બીજે ગામ રહેવા જવા નીકળ્યા. દેવો અને રાક્ષસોને લડાઈ ચાલતી હતી અને શુક્રને સંજીવિની વિદ્યા આવડતી હતી તેથી રણમાં મરાતા રાક્ષસોને તે સજીવન કરતા હતા. આથી રાક્ષસોને તેમજ વૃષપર્વાને તેમની જરૂર હતી. ગમે તેમ કરીને શુક્રને રાખવા, એવો રાજાનો વિચાર હતો. દેવયાનીએ આખરે એવી સરતે રહેવાનું કબુલ કર્યું કે 'હું જ્યાં પરણું ત્યાં સો દાસીઓ સાથે શર્મિષ્ઠાએ મારું દાસીપણું કરવું.' પિતાના અને રાક્ષસોના હિતને માટે શર્મિષ્ઠાએ તે કબુલ કર્યું. પછી દેવયાની યયાતિ રાજાને પરણી અને શર્મિષ્ઠા સો દાસીઓની સાથે એનું દાસત્વ કરવા તેની સાથે ગઈ. રાજમહેલના પ્રમદ વનમાં એકવાર ઋતુસ્નાતા તે પોતાની સ્થિતિ ઉપર વિચાર કરતી ઉભી હતી ત્યાંથી આ પ્રસંગ ઉપડે છે. ૧ આ+અરુણ=આરુણ—થોડી થોડી અરુણ પ્રભાવાળી.

ક્ષણે ક્ષણે ઉત્સુકતા બતાવતી,
હતી ચકોરી પતિ દર્શનાતુરી;
વિયોગ વેલી ચકવી હજી રડી
રહી ન હોતી પતિથી જુદી પડી.

પડી ન હોતી મૃદુ પદ્મ પાંદડી,
ખિલી ન હોતી હજી પૂર્ણ પોયણી;
ભુજંગ વૃત્તિ ભ્રમરો વિકાસતી,
જતા હતા કૈરવિણી ભણી હજી.

વિશાળ આકાશ વિષે ઝીણી ઝીણી,
જણાતિ'તી ચાંદરણી કહીં કહીં;
દિપાવતો દિક્પ્રમદા મુખ પ્રભા,
ઉગ્યો ન હોતો હજી ચૈત્ર ચંદ્રમા.

સુરમ્ય આવે સમી સાંજને સમે,
શુદ્ધાંતની પાછળને ઘને વને;
ઉભી હતી એકલડી વિચિંતતી,
ભવિષ્ય પોતાતણું વાર્ષપર્વણી.+

હસાવતી કર્ષકને નવાભ્રથી
વિંટાયલી હોય ન જેમ વીજળી;
ઉભી હતી તેમ લતા ગૃહે લળી,
સુજાત નીલાંબરને ધરી કરી.

કદી કદી જો ભમરી લીલાબ્જથી,
ન હોત કર્ણોત્પલથી ઉરાડતી;

---

+શર્મિષ્ઠા.

ભુલાત તો પ્રેક્ષકથી જતે વને,
સુવર્ણની સ્થાવર પુત્તલી મિષે.

છુટો સુંવાળો વિખરાયલો હતો,
નિતંબની ઉપર કૃષ્ણ ચોટલો;
ઉડી રહ્યો'તો સ્મરની ધ્વજા સમો,
ઉરોજથી પાલવ નીલ વસ્ત્રનો.

આવી ચઢ્યો ત્યાં સહસાજ તે સમે,
યયાતિ રાજા ફરતો વને વને;
કદંબ આડે જઇ તે ઉભો રહ્યો,
અદૃષ્ટ લોકોત્તર રૂપ નિર્ખતો.

અનુષ્ટુપ.

ઉંડો નિશ્વાસ મૂકીને, બેસતાં સ્ફટિકાસને;
શોચતી સ્થિતિ પોતાની, શર્મિષ્ઠા વદી તે સમે.

શર્મિષ્ઠા

પદ.*

સુખે છીંકતી રે, તોપણ દાસ દાસી બધાં,
દોડી આવીને રે, ખમ્મા! ખમ્મા! કરી મૂકતાં.

રાજકુંવરી રે, હું તે હુકમ કરૂં તે થતું,
તેની તેજ હું રે, આજે હુકમને અનુસરૂં.

ધિક! પ્રાણીના રે, પડદે રહેલા આ ભાગ્યને,
અવળા લેખના રે, ધિક! હજો લખનારને.

---

*સોમપ્રદોષ જે ગુજરાતમાં બધી સ્ત્રીઓ ગાય છે તેના બીજા કડવાનો ઢાળ. 'ક્યાંથી આવ્યાને રે, કોએ રે મુલક જાશો ફરી.'

શીળી છાયનાં રે, મીઠાં પાણીતણી માછલી,
નહીં જીવશે રે, ખારે સમુદ્દરીએ પડી.

દુઃખ દોહ્યલાં રે, કરમે લખ્યાં'તાં જો યૌવને,
સુખ ભોગમાં રે, શાને ઉછેરી તો શૈશવે.
કર્મે દાસત્વ રે, સ્રષ્ટા ! તારે લખવું હતું,
રાજકુળમાં રે, ત્યારે શાને પાનું પાડીઉં.

પશુ પંખીનાં રે, જોડાં સૃજ્યાં જુગતે કરી,
વણ જોડની રે, ત્યારે તમે મને કયમ સૃજી ?

યયાાતિ વંશસ્થોપજાતિ.

સૃજી નથી સુંદરિ ! એકલી તને,
વિદગ્ધ વિશ્વાધિપ પદ્મયોનિએ;
આ દાસ આજ્ઞાધરને સૃજી પછી,
સૃજાયલાં છો સુભગે ! તમે સતી.

અનુષ્ટુપ.

મધુરે વચને આવે, સંબોધીને યયાતિએ;
ભૂમિને ખણતી લાજે, પ્રકોષ્ઠે ગ્રહી એહને.

શર્મિષ્ઠા રાગ રામગ્રી.

ના ના મને અડશો નહિ, મૂકો મૂકો મહારાજ,
આઘા રહો રૂડા રાજવી.
બાંહ્ય મહાબાહો ! મા ગ્રહો, રાણી દેખશે કયાંક (૨
રીસે ભરાશે રિસાળવાં, મારે શિર મૂકી વાંક,
ના ના મને અડશો નહિ, મૂકો મૂકો મારારાજ,
આઘા રહો અડશો નહિ.

એ છે જનમની ઉછાંછળી, કરી દે ઓળનું ડોળ (૨)
શુક વળી શુંનું શું કરે, મારો થઇ જાય તોલ,
ના ના મને અડશો નહિ, મૂકો મૂકો મહારાજ,
આઘા રહો અડશો નહિ.

વચને બંધાયાં વિશાંપતે! આપ્યા આપણે કોલ (૨)
તે શું ક્ષણિક સુખ કારણે, કરીએ બોલ્યું અબોલ,
ના ના મને અડશો નહિ, મૂકો મૂકો મહારાજ,
આઘા રહો અડશો નહિ.

યાતિ

અનુષ્ટુપ.

તનેય ભૃગુએ સુભ્રુ! વીરમાતા થજે કહી;
શુભાશીષ દીધેલી છે, ભૂલે છે કેમ ભામિની.
ચાલ ચાલ વરારોહે! ચાલ આ રંગમ્હેલમાં;
સમુદ્રવલયા ભૂ ને, દેવયાનીની બેલમાં.

# સિદ્ધાર્થનો ત્યાગ પ્રસંગ.*

વંશસ્થ વૃત્ત.

નિશીથનો ચંદ્ર ઇષત્પ્રકાશતી,
હરી પ્રભા આથમતો હતો, વળી
નિશાર્દ્ધતા સૂચક શુકલ પક્ષનો
પ્રકાશ તારા ગણનો થતો હતો.

---

* ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં અયોધ્યાની ઉત્તરે કપિલવસ્તુ નામના નગરમાં શુદ્ધોદન નામે રાજા રાજ્ય કરતો હતો. રાજાની બે રાણીઓમાંની એક માયાદેવીને પેટ સિદ્ધાર્થ નામનો કુંવર થયો. જોશીઓએ તે મોટો ત્યાગી અને ધર્મસંસ્થાપક થશે એમ કહ્યું તેથી રાજાએ તેના ઉછેર દરમિઆન એવો બંદોબસ્ત રાખ્યો કે સંસાર પર અભાવ થાય એવું કંઈ પણ તેની નજરે જ પડે નહિ. કુંવર ફરવા જાય ત્યારે ઢંઢેરો પિટાવી લુલાં લંગડાં રોગી અને દુઃખીઆંને બહાર નીકળવાની મના કરવામાં આવે. આમ છતાં એકવાર વૃદ્ધ, એકવાર રોગી અને એકવાર શ્મશાન જતું મડદું વગેરે તેને સામાં મળ્યાં. સિદ્ધાર્થને મનુષ્યોની એ દશાઓ જોઈ વૈરાગ્ય આવ્યો. લોકો દુઃખમાંથી કેમ છૂટે એ પ્રશ્ન ઉપર તેણે વિચાર કરવા માંડ્યો. શુદ્ધોદને તેના વૈભવમાં વધારો કર્યો એટલુંજ નહિ પરંતુ યશોધરા નામે એક સુંદર રાજકન્યા સાથે તેને પરણાવ્યો. વહુ ઘેર આવી અને પિતાના ચાલુ ને ચાલુ પ્રયત્નથી સિદ્ધાર્થે સંસાર માંડ્યો. કેટલેક સમયે યશોધરા સગર્ભા થઈ પિએર ગઈ. એ દરમિઆન સિદ્ધાર્થે પાછા પોતાના

ઉણા થતા સ્નેહથી મંદ ડોલતી,
પ્રદીપની જ્યોત ઝીણી થતી હતી;
રથાંગના મૌન થઈ હતી રડી,
પ્રશાંતતા રાત્રિની વાધતી હતી.
ઉંઘી ગએલી અવરોધ માગધી–
તણા હતા હસ્ત વિંણા પરે હજી;
મૃદંગના લેપ લિલા હતા, વળી
તરંગતા તારની ચાલતી હતી.
ગવાક્ષ માર્ગે હજી તો જતી હતી,
કપોત વર્ણી ધુમ વેણિધૂપની;
મધુ સ્રવી થૈ ન હતી પુરે પુરી,
પ્રફૂલ્લ હારાવલિની કળી હજી.

---

વિચારોને આગળ વધાર્યા; પણ પિતાના બંદોબસ્તને લીધે ત્યાગી થઈ જવાયું નહિ. યશોધરાને કુંવર આવ્યો. રાજાએ 'રાહુલ' એવું તેનું નામ પાડ્યું અને ૭ મહિનાનો કુંવર લઇ યશોધરા પાછી જીઆયણાને આણે સાસરે આવી. પુત્રને લઇ સ્ત્રી આવી અને કુંવરને જોયો તેજ વખતે સિદ્ધાર્થના મુખમાંથી એવાં વચન નીકળી ગયાં કે, આ વળી મારા પગમાં બીજી બેડી પડી. પુત્રસ્નેહમાં લુબ્ધ ન થવું અને આજે જ ચાલ્યા જવું, એવો તેણે મનમાં ઠરાવ કર્યો. કુંવરને લઇ આવેલી મોટી આશાઓથી ભરેલી યશોધરા બાળકને સોડમાં લઇ પતિ સાથે અંતઃપુરમાં સુતી છે, ત્યાંથી આ પ્રસંગ ઉપડે છે.

બુદ્ધદેવ એજ સિદ્ધાર્થ. અશ્વઘોષ નામના કવિએ રઘુવંશ જેવું બહુ જ રસભર એક સંસ્કૃત કાવ્ય 'બુદ્ધચરિત્ર' ને નામે બનાવેલું છે. અંગ્રેજીમાં પણ 'એશિઆઈ દ્યુતિ' એ નામનું મજેનું કાવ્ય આ કથા ઉપર છે.

પદ.+

નિરભાગીઓ રે, મોસાળથી ઘેર આવીઓ;
તેજ રાત્રીએ રે, તાતે સંસારને ત્યાગીઓ.

સગાં સાગવાં રે, પૌર અમંગળ બોલશે;
કર્મ સૂત્રિત રે, મર્ત્ય છે તે કોણ જાણશે.

બાળુ! બાપુડા રે, આ શું અચાનક નીવડયું;
મારે તાહેરે રે, માથે આ આભ તૂટી પડયું.

સુખ બાપનું રે, કરમે લખાવી ન લાવીઓ;
નિરભાગીઓ રે, ત્યારે કુંવર તું શે આવીઓ.

---

+ રાગ આગલા પદનો. બીજે દિવસે સવાર થતાં જ બધે શોકનું વાદળ છવાઈ ગયું. રાજમહેલમાં ગમગીની પથરાઈ ગઈ. જાગતાં ને સમાચાર જાણતાંજ યશોધરાના પગ ભાગી ગયા હોય તેમ પલંગની નીચે ઉતરતાંજ તે ભોંયપર બેશી ગઇ. ગુમ થઈ ગઈ હોય તેમ આશાભરી બાળા વગર બોલે ચાલે કેટલોક વખત બેસી રહી. રાહુલ જાગ્યો ત્યારે દાસીએ વગર બોલે ચાલે પલંગમાંથી ઉપાડી તેને યશોધરાના ખોળામાં મૂક્યો. સેતુ તૂટે તેમ તેનું ધૌર્ય–મૌન તૂટયું. આંસુની ધારાઓ ખેરવતી તે આટલું જ રડી.

# સતી ને દક્ષનો યજ્ઞ.*

સતી — ત્રિતાળની ચોપાઈ.

આર્યપુત્ર! તમે આ શું બોલો,
    ખરા ખોટાનો કંઈ તોલ તોળો;
આવ્યે અવસરે જાય ભુલાઇ,
    આડે દા'ડે જે હોય લડાઇ.

વીસરાય શું દીકરી ક્યાંહી,
    જેની માતા કરે રાજ જ્યાંહી;
પૂજ્ય વર્ગમાં જેહ સવાઈ,
    ભુલે સસરો શું તેહ જમાઇ.

અનુષ્ટુપ.

શંકર — તમારા સમ છે સુભ્રુ! તમને અથવા મને;
સંદેશ સરખોએ જો, કહાવ્યો હોય એમણે.

---

* દક્ષ પ્રજાપતિએ પોતાની પુત્રી સતીને શંકરની સાથે પરણાવ્યા પછી સસરા જમાઇને અંટસ પડ્યો હતો. શંકરે ને સતીએ તેમની સાથેનો બધો વ્યવહાર બંધ કર્યો હતો. એકવાર દક્ષ પ્રજાપતિએ યજ્ઞનો મોટો સમારંભ માંડી ત્રણે લોકમાંથી પ્રતિષ્ઠિત કુટુંબોને પોતાને ત્યાં નોતર્યા હતાં. નારદે આ વખતે સતીને મળી કહ્યું કે, તમને આમંત્રણ ન હોય એમ બનેજ નહિ. એ તો શંકરનું છળ હશે, તેમ છતાં પિતાને ત્યાં જવાને પુત્રીને વળી આમંત્રણની શી જરૂર? સમારંભ બહુ સારો છે અને તમારે શંકરને લઈ જવુંજ જોઇએ. નારદના

( રાગ ચાલુ. )

જેણે આમંત્ર્યું છે ભૂત માત્ર,
　　જુઠા! જાવ શું ભુલે તે જામાત્ર;
રાખ્યું હોશે તેડું તમે છાનું,
　　સમ સગરા તમારા ન માનું.
આમ નિઃસંગ રો' તે શું સારૂં,
　　જુવો સંસારની આંખે વારૂં;
જોશું ઉછરંગ જાગ જગનનો,
　　સુખ વૈભવ તાત ભવનનો.
તમે હોંશ કરો ન કરાવો,
　　મને ઉલટી ઉદાસી બનાવો;
મારી હોંશિલી માત રિઝાવા,
　　તમે ક્યારે સાસરીએ આવ્યા ?
તમે ક્યારે પ્રભુત્વ બતાવી,
　　મને મૈએરીઆંમાં ફુલાવી ?
મારા પિએરની શેરીને પંથ,
　　જતા આવતા થઇ મુજ કંથ;
મીઠી આંખતણે અણસારે,
　　મારી સખીઓથી જોવાયા ક્યારે?
જોવા દીકરી જમાઈનાં જોડાં,
　　હશે આતુર એ સૌ ન થોડાં ?
મારી બાળ સૈયેરોનો ભાવ,
　　ચાલો જોજો લૈએ રૂડો લ્હાવ.

---

સદાવવાથી સતીએ શંકરની પાસે જઇ યજ્ઞ સમારંભની વાત કહી અને ત્યાં જવાનો આગ્રહ કરવા માંડ્યો, ત્યાંથી આ પ્રસંગ ચાલુ થાય છે.

મારી માતને હેતને હાથે,
જમજો સમવય સ્નેહીઓ સાથે;
મારૂ મોટેરાંમાં સનમાન,
જોઇ તમને થશે અભિમાન.
ઠાઠ માઠે બની ઠકરાયા,
આવ્યા પરણવા ત્યાં શું જોવાયા;
કાળા ગોરા કે વરવા રૂપાળા,
મારી સખીઓ તો 'છે' કે'છે કેવા ?
દાસ દાસીને ગજ રથ ઘોડે,
ચાલો આપણ જઇએ સજોડે;
મારી બેનો ને સખીઓના વાદે,
મારે જાવું મૈએર બડા ઠાઠે.
ઉઠો વાઘાંબરી ના સતાવો,
ફરી અવસર આવે ન આવો;
પાથરીને પાલવ વારંવાર,
યાચું આટલું હું ત્રિપુરાર.
કરૂં દક્ષવતી કાલાવાલા,
ચાલો ઉઠો સતાવો ન વ્હાલા !
શાણાં સમજુ થઈ ભુલો કેમ,
વણ તેડયાં જવાય ત્યાં કેમ ?
દે ન સન્માન જો દક્ષરાય,
હાસ્ય દેવોમાં આપણું થાય;
ઘટે માન અને કદી આવું,
માટે સર્વથા હું નહિ આવું.

સતી

હાં હાં આજ હું સમજી આ સઘળું,
તમે આડા થઇ વદો અવળું;
મારા પિએરનું બોલો ઘસાતું,
નથી મુજથી હવે તે ખમાતું;
તમે ઉજળાં સગાંના ન સંગી,
આડા અતડા ન લેશ ઉમંગી.

શંકર

અનુષ્ટુપ.

ઇચ્છા છે તો ભલે એવી, સિધાવો લઇ નંદીને,
પ્રણામ માહરા કે'જો, દક્ષને પાદ વંદીને.

સતી

ઉપજાતિ.*

નિવેદજે આ સઉ વૃત્ત નંદી,
મારાવતી ત્યાં જઇ પાદ વંદી;
એકાંતમાં શંકરને કહેજે,
મારાં વળી વાચક આ પ્રમાણે.
સત્વે તમ દ્રોહીતણે બનેલો,
દુર્ભાગ્ય આ દોષિત દેહ મારો;
ઉત્સંગને યોગ્ય નથી રહેલો,
હુતાશને આ પળ હોમવાનો.
પ્રભો તમારાં પદ પૂજવાનાં,
પુરાં થયાં પ્રાક્તન પુણ્ય મારાં;
પિએરિયાંનો ધરી પક્ષ મારાં,
સુણ્યાં નહીં મેં વચનો તમારાં.

* પિએરમાં અપમાન થવાથી દેહ ત્યાગ કરતાં તેમણે પછી નંદીને આ પ્રમાણે કહ્યું.

સુધારસે પાદપને પખાળતી,
ગિરિ પ્રદેશો રજતે રસાવતી;
સજોડિયાં લોચનને હસાવતી,
પડી રહી'તી પરિપૂર્ણ ચંદની.

ચકોરનાં ચિત્ત રિઝાવતી, વળી
કળી રહ્યાં કૈરવને ખિલાવતી;
અમીવતી શીતળ શાંતિ સારતી,
પડી રહી'તી પરિપૂર્ણ ચંદની.

થતાં હતાં ગાયન વાદ્ય નર્તને,
ગૃહે ગૃહે ચિત્રરથી વને વને;
કહીં કહીં ગુહ્યક યક્ષ કિન્નરી,
સકામ જોડાં ફરતાં હતાં વળી.

શ્વેતાભ્ર જેવા હિમખંડ તારકો
સમા રુડા કૈરવથી સરોવરો;
સ્પર્દ્ધા શરદ્વ્યોમતણી કરી કરી,
રહ્યાં હતાં પ્રેક્ષક દૃષ્ટિને હરી.

ઝીણે ઝીણે ઝાંઝરને રવે રવે,
મરાલને ખેલવતી કળે કળે;
સુરાપગા સૈકતને તટે તટે,
રૂપાળી કન્યા રમતી હતી રસે.

ઝુકી રહી'તી ભ્રમરાવલી થકી,
સ્થળે સ્થળે પુષ્પિત રમ્ય મંજરી;

ઉડી રહ્યા'તા જળયંત્ર ચંદ્રને,
વધાવતા મોહક વારિ મૌક્તિકે.

મનોજ્ઞ કસ્તૂરિ મૃગાભિસારની,
સુવાસથી વ્યાપ્ત હતી વનસ્થલી;
નભે ચઢયાં સારસ કૂજનો થકી,
દસે દિશા નાદિત થૈ રહી હતી.

ઉજાયલી આ સમયે અનંગથી,
કુબેરના પુત્ર વિષે રતી ભરી;
પ્રસન્ન રંભા અભિસારિકા બની,
જતી હતી વલ્લભ ભેટવા ઘણી.

નવા નવા સુંદર ઘાટ ઘાટના,
સજી અલંકાર શરીર શોભતા;
ઝીણાં અને નૂતન રંગ રંગનાં,
ધર્યાં હતાં અંબર અંગ ઓપતાં.

વિલાસથી પાલવને રમાડતી,
લીલાગતે અંબરને ઉછાળતી;
જતી તહીંથી લટકે લળી જતી,
રૂપાળી રંભા દશકંધરે દિઠી.

# દેવયાની ને કચ.*



પદ.

હૃદયનો રંગ આ, એક કચમાં પૂરાઈ રહ્યો રે,
હૃદયનો રંગ આ, એક કચમાં૦
જેવો એ આવ્યો નયન પથ મારે,
તેવો જીગરમાં જડાઇ ગયો રે,
હૃદયનો રંગ આ, એક કચમાં પૂરાઇ રહ્યો રે.
જીવ ભમે મુજ જીવ ભમે,
કચ પાછળ મારો જીવ ભમે.
ઘરમાં વનમાં, હરતાં ફરતાં,
પ્રિય આલીંગણે વસતાં ન ગમે,
જીવ ભમે મુજ ભમે કચ પાછળ૦
નથી ઔષધ અન્ય વિના કચથી,
કચ મળવે વ્યાધિ સર્વ શમે,
જીવ ભમે મુજ જીવ ભમે–કચ પાછળ૦

---

* બૃહસ્પતિનો પુત્ર કચ શુક્રને ત્યાં સંજીવિની વિદ્યા ભણવા રહ્યો હતો તેને જોઈ શુક્ર પુત્રી દેવયાની મોહી પડી હતી. તેના મનમાં ને બહાર કચ રમી રહ્યો હતો તેથી એકાંતમાં તે એનુંજ રટન કરતી હતી. એનું રટન અને કચની ના એ અત્ર વરતુ છે.

મદનને—પદ.

શાને દમે પિટયા મદન મને તું,
અંબોડલો છે આ અબળાનું ભૂષણ, (૨)
ગહન જટા જૂટ ન્હોય શંકરનું,
શાને દમે પિટયા મદન મને તું.

મૃગમદ લેપ કરેલો ગળે છે, (૨)
ચિહ્ન ન હોય નીલું એ ગરલનું,
શાને દમે પિટયા મદન મને તું.

વહ્નિનું સ્થાન આ ન્હોય ત્રિલોચન, (૨)
ભાલ તિલક છે મદન કુંમકુંમનું,
શાને દમે પિટયા મદન મને તું.

હું નથી દહનક સ્મર તુંજ શંકર, (૨)
હું છું દુઃખી બાળ દીન ન માચું,
શાને દમે પિટયા મદન મને તું.

ગીતિ.

ક્યમ તું ભ્રાંત દિસે છે, કારણુ આનું કળાય ના મુજથી;
એવું શું છે મનમાં, કહેવાનું જે કથાય ના તુજથી.
વદ વદ વદ વામોરુ ! વરવાંચ્છા જે તને ઘણી હોય;
તે વર આપી તુજને, ગુરુ કન્યાને પ્રસન્ન કરૂં સોય.

દેવ૦ વરવાંચ્છા નથી બીજી, વરવાંચ્છા છે રસિકવર તારી;
વધૂ કરી દેવ ગુરુની, વાંચ્છા પૂર તું ઘણા દિની મારી.

કચ બેન સમાન તું મુજને, ગણાઉં બધું સમાન હું તુજને;
એ સંબંધ ભૂલીને; બોલે આ શો અનર્થ તું મુજને.

---

# ઇન્દ્રનું જાર છળ.

દ્રુતવિલંબિત.

પય વિશુદ્ધ ફિકી થઈ ચંદની, હિમ મલીન દિગંત દિશા બની;
સુરત મુગ્ધ સુરેશ્વર કુક્કુટે, સુર કરી જગવ્યા મુનિ તે સમે.
સમય બ્રહ્મ મુહૂર્ત તણો અહા, થઈ ગયો, મુનિ એમ વિચારતા;
લઈ કમંડળ કોપીન પાધરા, ઉટજથી નિકળ્યા નદિએ જવા.

અનુષ્ટુપ.

ઉઘાડયાં દ્વારને પેઠો, મુનિ વેશ શચિપતિ;
કામીને સત્ય છે ન્હોયે, લજ્જા વિશ્વવિષે કશી.
સતીએ દ્વાર દીધાં કે, હશીને મોહનું ભર્યું;
વજ્રીએ ધૃષ્ટ થૈ ધીરૂં, માગ્યું ન માગવાતણું.

( રૂડા દિસોછો રાજેશ્વર. એ રાગ. )

ક્યાંથી આજ અચાનક, સુખ આ સ્વામી સાંભર્યું રે૦
ક્યાંથી આજ અચાનક, સુખ આ૦

સંધ્યા વંદન કાજ સીધાવ્યા, પળમાં ત્યાંથી પાછા આવ્યા;
સાચું કો' શે મુનિવર મન મોહે ભર્યું રે. ક્યાંથી આજ અચા૦
થરથર અંગે ધ્રુજો ઝાઝા, સંયમી થઇ કયમ મુકો માઝા;
તીણું તીણું નીરખો શું મદનું ભર્યું રે. સ્વામી આજ અચા૦
બાંહ્ય ગ્રહી લ્યો કંઠે તાણી, થરથરતે મુખ વદતા વાણી;
અધીર થયા ધીરા તે ચિત્ત શાણે ચળ્યું રે. સ્વામી આજ૦
મંદ મધુર હસતા કર ધરતા, મુજને પણ મદઘેલી કરતા;
મુનિવર આ શું અલૌકિક આજ નવું નવું રે. સ્વામી આજ૦

---

# રૂકિમણીનો સંદેશો.

---

( નાનીશી નથ મારા નાકમાં સમાય-એ રાગ. )

સ્વસ્તિ શ્રી સ્થાન સોરઠ પૂર સાર,
રાજ કરે જ્યાં મારા પ્રિય પ્રાણાધાર, જાવ તહાં દ્વિજરાજ.
આપજો પત્ર ને કહેજો આ વાત,
જે રે જુઓ છો તમે નયણે સાક્ષાત;
ઝાઝું લખીએ શે કાજ, ઘરના ગુરુ મહારાજ.
કુંવારી કન્યાને કરી અઘટિત કાજ,
કાગળ લખું છું જોજો લેતા મારી લાજ—દ્વારામતી હો રાજ.

મુજ અભાગિણીની બધી રતિ,
 પ્રભુ પદે ધરો થાય સદ્ગતિ.

રુધિર માંસનાં ગર્હ્ય ગાત્રની,
 નરક ખાણ હું નારિ જાતની;
તુલસીદાસજી આટલી રતિ,
 પ્રભુ પદે ધરો થાય સદ્ગતિ.

સલિલના ક્ષયી બુદ્બુદો સમા,
 સડિ જતા બધા તત્વના બન્યા;
વપુ વિનાશિની વ્યર્થ મોહિની,
 પ્રભુ પદે ધરો થાય સદ્ગતિ.

શ્રવણ શું કરો વાલી વેણને,
 નયન શું ભરો રૂપ કૂટડે;
ગરિબ શું બનો ગોરિ ગૌરવે,
 નમન શું કરો નારને પદે. —

શ્રુતિ ધરો કથા રામ કામની,
 નિરખી લ્યો છબી રાઘવેન્દ્રની;
દીન બનો દયાનાથ સન્મુખે,
 ચરણમાં નમો શ્રીહરી તણે.

ધન ધરા અને દાર સંતતિ,
 કશું નથી ખરૂં વિશ્વમાં પતિ;
જગત જાળ આ જુઠી મોહિની,
 પ્રભુ ભજો થવા સ્વામિ સદ્ગતિ.

ક્ષાર શરીર આ પાપ પાંજરૂં,
રટન શું કરો તેહનું મરૂં?
પ્રભુ થવા કરો શ્રેય આપનું,
સ્મરણ રામના પુણ્ય નામનું.

અનુષ્ટુપ.

કઠોર વચનો આવાં, શ્રેયનાં બોધનાં સુણી;
ઉંબરેથી વળ્યા પાછા, રામ ભક્ત શિરોમણી.

પદ.

ધન્ય તરુણી તુલસીદાસની, બોધ્યો અનુરક્ત નાથજી;
ધન્ય તરુણી તુલસીદાસની.
પોતામાં મોહી રહેલ ને, કરતા હાજી હજુરજી;
જોબનીએ નવે નાથને, કરશે કયી વહૂ દૂરજી.
ધન્ય તરુણી તુલસીદાસની.
સ્વામીનું હિત વિચારવા, કીધું સુખ પોતે ત્યાગજી;
અવસરે યોગ્ય વચન કહ્યાં, જેનો લાગીઓ ડાગજી:
ધન્ય તરુણી તુલસીદાસની.
ગદ્ધા પચ્ચીશીમાં ઘૂમતા, વધૂ મધુ ચકચૂરજી;
કંથને બોધ્યો તેં સાધવી, અમને પદ તારાં પૂજ્યજી.
ધન્ય તરુણી તુલસીદાસની.

## રાધાનું રૂપગુણગૌરવ.

પદ.

ખસો અળગા, અડશોની અલબેલા,
છોરા નંદના ન થઇએ છટકેલા;
ખસો અળગા અડશોની અલબેલા.
કહીં અણજાણે ઘેર જનમેલા (૨)
અહીં આહીરડાંમાં ઉછરેલા;
તમે નહિ અમ લાયક નહિ છેલા,
ખસો અળગા અડશોની અલબેલા.
અમે મોટા ઘરની વહુવારૂં,
તમે કાનકુંવર નારૂં કારૂં;
કાના સંગ શું અસમ શોભે વારૂં ?
ખસો અળગા અડશોની અલબેલા.
અમો ગોરટડી રે ગુણી વણઝારી,
તમે કાળા કુબડા ને ગઉચારી;
યદુનંદન આપણી ન્હોય યારી.
ખસો અળગા અડશોની અલબેલા.
છોરા, નંદના ન થઈએ છટકેલા,
ખસો અળગા અડશોની અલબેલા.

## કૃષ્ણને લઇ આવવા વિનતી.

( ઓધવ સાચુ કોની આવ્યા કેમ નહિ.—એ રાગ. )

રાધા શામળીઆને સમજાવી લાવ અહીં,
સાહેલડી બીજે ન જાય કહીં;
શામળીઆને સમજાવી લાવ અહીં.
ચતુર તો તો ચંદ્રાવલી તું સહી,
જસોદાનો જાયો ન જાય વહી;
શામળીઆને સમજાવી લાવ અહીં.
તલસું હું તો અતનુને તાપે તપી,
વિઠ્ઠલવર વૈદને રહી છું જપી;
શામળીઆને સમજાવી લાવ અહીં.
દૂતિ કનૈઆનો કાન ધરીને સહી,
હાજર કરૂં તારી હજુરમાં અહીં;
ફીકર નવ કરતી સલુણી કંઈ.

—×—

## રાધાનો શરદ વિજોગ.*

( મારૂં સોનાનું છે બેડુંરે—એ રાગ. )

વાલી વાલે તરછોડયાં રે, કે'ને કોને જઇ કહીએ;
પ્રીતિમાં બંધન તોડયાં રે, અંતરમાં સમજી રહીએ.

---

* વિજોગણ ગુર્જરીનું આ શરદ વર્ણન છે પરંતુ રાધિકા જેવી ભાષાના સાહિત્યની અનુત્તમ દૈવી નાયિકાને લગાડી દેવું એ ઠીક લાગવાથી તેમ કર્યું છે.

શું સાસરીએ જઇ કરીએ રે, સાંભળ શાણી સાહેલી;
મૈએરમાં મુંઝાઈ મરીએ રે, રહીએ કયાં જઇ તે કે'ની.
મુઓ મદન થઇ મહા વેરી રે, રંજાડે છે આપણને;
મુંઝામણ અંતર કેરી રે, કે'વાયે ના પરજનને.
નથી રોગ કશો પણ એની રે, નિશદિન ગાત્રો શોષાએ;
શું કરીએ ઔષધ કે'ની રે, પ્રાણજીવન વણ વણસાએ.
સાસુજી ચિંતા કરતાં રે, નાની નણદી રોજ પૂછે;
મને દેખી નેણો ભરતી રે, ભાભલડી આ–તે શું છે?
મારા સસરાજી શોષાએ રે, દેખી દીન જન શી મુજને;
સાસુજીને સમજાવે રે, લોભ લાગ્યો છે શું એને.
ઉનાળે લોહી ઉકાળ્યાં રે, ગાળ્યું દુઃખે ચોમાસું;
આ આવી શરદ સતાવારે, વરંસાવે વિરહી આંસું.
અંબરમાં આછા તારા રે, શરદ પુનમની રાતલડી;
સુખ લે સંજોગી દારા રે, છણછણ દાઝે છાતલડી.
પાકી ગૈ સાલ રસાળી રે, શાલી પાકી પીળી થઈ;
પાકી હું નાર વિજોગી રે, પ્રેમ પીડે બેહાલ બની.
ગાંડી ઘેલી થઇ કીધો રે, લીધો લાવ વિલાસ કરી;
નદીએ સમજુ થઇ સીધો રે, લીધો પંથ સુનીતિ ધરી.
આછુકલો અંબુરાશિ રે, ખાશી રીતે ખેલ રમ્યો;
બહુ નદીઓનો નાંવલીઓ રે, નાશી ઉછળી શાંત થયો.
સાંજે નવ વધુઓ શાણી રે, નાના વિધ શણગાર સજી;
સાસુજીને શિર નામી રે, નાની નણદી સાથ લઈ.
શેરીમાં ગરબા ગાતી રે, રાને રંભા સમ ભાતી;

રાતી ને તાતી માતી રે, જોબન જોરે છલકાતી.
ચાંદલીઓ ચિત્ત ચળાવે રે, વધુ વધુ કહું વાતલડી;
નવ નવરાત્રીના દાડા રે, શશી અજવાળી રાતલડી.
શરદે છે તેજ સુભાગી રે, ઘર જેને છે નાવલીઓ;
અમ સરખાં બેન અભાગી રે, લેઈ શકવાનાં લાવ કીઓ ?
સખી શા માટે રીસાયા રે, સાસુજાયા ન સમજાતું;
કાગળ કડકો નથી લખતા રે, એ મુજથી નથી સેવાતું.
પરણીને ગઇ હું જ્યારે રે, ત્યારે માનિતી કીધી;
બહુ વિધનાં લાડ લડાવી રે, વાલમજીએ વશ કીધી.
હૈએ ધીકે છે હોળી રે, સ્વામીના વિરહે સજની;
મારાં ભીંજાય ચીરને ચોળી રે, રોતાં વિતે છે રજની.
બધી અબળા જાતિ એવી રે, પાણી પીને ઘર પુછે;
પરવશ કરી મૂકે વહેતાં રે, આંસુ આવી કોણ લુછે.
સુની કુંજ ગલી જમુના રે, તટ સુના ને હુંય સુની;
હુબકે હેડાં ઉછળે છે રે, હા હૈયાના હાર હરી.
મથુરાંમાં મૂકી રોતી રે, વાલમજી સૌરાષ્ટ્ર વશ્યા;
હુવે ઘણું થયું ગીરધારી રે, હારી હારી હુંજ વશા.
રિસાળ રસિક રાધાના રે, આઘા નવ રો' મુગટમણી;
લ્યો આજ થકી સમ ખાધા રે, બાધા મારે બોલ તણી.
જોવાને પ્રેમ અમારો રે, તજી ત્રિકમ શું ચાલી ગયા;
ગોપીનો સાથ રડાવ્યો રે, મનમાં નાવી કાંઈ દયા.
કુબજાને લાડ લડાવો રે, નથી એની ઈર્ષ્યા અમને;
પણ વાસ વસો વૃંદાવન રે, જોઈ રીઝીએ પ્રભુજી તમને.

નમી નમી યાચી લીધેલાં રે, દર્શન સુખ કેયમ વિસરસે ?
શું પ્રણય કલહનો રાખી રે, રોષ વસ્યા જઈ વિદેશે.
પળશી કરતા પાતળીઆ રે, માનિનીઓને મનવવા;
તે તમ પાખે ટળવળતી રે, આજે માધવને મળવા.
ઘડી ઘડી ગોપીને કરતી રે, રાગવતી રૂડી વાંસલડી;
નથી પડઘો સરખો પડતો રે, શ્રવણે દિન કે રાત કદી.
જશોદાના જાયા માયા રે, આમ ઉતારી શું દીધી;
કાનુડા કપટી ખબરો રે, સ્વપનામાં પણ ના લીધી.
નિમેષ ન કરતા ન્યારી રે, પ્યારી કહી પુંઠે ફરતા;
જવ તે પ્યારી વિસારી રે, જાણી તારી શી મમતા.
સખીઓ મ્હેણાં મારે છે રે, કરે આંગળીઓ લોક પુંઠે;
નથી ઘરમાંથી નિસરાતું રે, રાધાથી પ્રભુ આપ રૂઠે.

---

## કૃષ્ણને ઉપાલંભ.

પદ.

વારૂ પાળો છો વિઠ્ઠલવર આપ્યા વાયદા રે,
વાહુ કામ તંત્રના કાયદા રે—વારૂ પાળો૦ ટેક
કોઈને વૃંદાવન બોલાવી, કોઈ સંગાથે કરતા યારી;
એમ સઉને રાજી રાખતા રે, વારૂ પાળો છો૦
ઘડીમાં માત જશોદા સાથે, ઘડીમાં કાળી કુબજા સાથે;
ઘડીમાં ગાયો ચારતા રે—વારૂ પાળો છો૦
કોઈને કુંજ ગલી બતલાવો, કોઈને યમુના તટ બોલાવો;

## કુંજકેલિ ને શૃંગાર.

પદ.

લાવો લાવો કંકણ મારૂં લાવો,
કાના અમથી ન વેળા વીતાવો;
ચાલી સખીઓ તો વ્રજની વાટલડી,
ભલા ભીરુ હું પડીશ એકલડી.
ભલી ભલી તું ભામિની ભીરુ,
મને સમજાવે ઠીક ધીરૂં ધીરૂં;
કાળી આંખોની કામણગારી,
કાચાં કાળજાં કાઢી લેનારી.
એણાક્ષિ ! તું એકલડી છે શાણે,
જ્યાં ત્યાં કુસુમેષુ છે તારી ત્રાણે;
ગોરિ ! કંકણ તો ત્યારે મળશે,
જ્યારે દ્વૈતનાં અંતર ટળશે.

પદ.

લાવ લાવ હું અળતો લગાડું, પોથીમાં પલાળીરે;
તારી નાજુક પગની પાટલીએ, ને પાનીએ વ્હાલીરે.
લાવ લાવ હું ફેણ શી વેણ, ગુંથી નાંખું ગોરીરે,
મૂકી ગુલબાસ ફૂલની ઘેર, રહે જેહ ફોરીરે.
લાવ લાવ હું બાંધું લલાટે, લલાટિકા તારેરે;
નરી નક્ષત્રમાળા ન હોય, ખીલી જેમ તારેરે.

લાવ લાવ હું બિંદી બનાવું, ભમરપર તારી રે;
મોટા મુનિઓનાં મન ડળી જાય, એવી પ્રાણપ્યારીરે.

લાવ લાવ હું ઝીણી કરીને, આંખલડીઓ આંજુંરે;
જેના સહજ ફેરુંકલાને ફંદે, જગત જાય ગાંજ્યુંરે.

લાવ લાવ આ મોતીના કાપ, તરલ તનમનીઆંરે;
તારે કમનીય કાને પહેરાવું, લોલક લટકણીઆંરે.

લાવ લાવ આ ઢળતી મજેની, પે'રાવું હું વાળીરે;
જેથી શોભે મનોહર મુખ, રાધે ! રઢીઆળીરે.

ચાલો ચાલો થયું થયું બેશ, હવે ઘોની જાવારે;
ક્યાંક કાઢશો પાછો વેશ, મોહી રહ્યા મા'વારે.

ઉભી રે'રે' જંગાલનું ટપકું, કરૂં તારે ગાલેરે;
મારી ગોરી ગુલાબી નાર, નજર નવ લાગેરે.

### मन्दाक्रान्ता.

ગંગા આદિ સકળ નદિનાં વારિ પામી સમુદ્ર,
લેશે ગર્વી નથી પણ ઉંચાં રત્નની ખાણ રૂપ;
પામીને થૈ અતિશય સુખી ભેક ગોપાદવારિ,
કે'સ્પર્દ્ધાથી મમ સમ કયો ? વિશ્વને ક્હે પુકારી.

### रथोद्धता.

મૂક મૂક જળને દયાનિધે !
વારનો સમય ના નથી હવે;
આજ ચાતક મુવા પછીથી તું,
વારિને જલદ ! કે' કરીશ શું ?

માત્ર ચાતક તણીજ ચાંચમાં,
બિંદુઓ નવ પડે પયોદનાં;
પાણિ પાણિ કરી નાંખી પૃથ્વિ, તે
મેઘને ક્યમજ દોષ દેઇએ.

### शार्दूलविक्रीडित.

પીડયું છે મદવારિથી ટપકતા હસ્તીતણા ગંડને,
પુષ્પોની પણ હૃષ્ટ ચિત્ત થકી છે લીધી હરી ભૂતિને;
ઉરાડયા કમલોથી આશ મધુની જેણે ધરી હંસને,
મોટાનો થઇ વેરી બંધન પડયો તે ભૃંગ આ અંબુજે.

## પુષ્પિતાગ્રાં.

નિજ શિર પર ભૃંગ બેસવાનું,
તજ અભિમાન પુલેલ ખાખરા તું;
ધવલ મુદિત માલતી વિયોગે,
અનલ નિવેશ ગણી તુંમાં કરે છે.

સુરભિ રહિત કર્ણિકાર સેવે,
તજી દઈને તું સુવાસી ચંપકોને;
શુભ અશુભ ગુણો ન જાણવાથી,
મધુકર દુર્જનતા જણાય તારી.

વધુ સહ વશી પદ્મનાં વનોમાં,
પ્રતિ દિન તું કરતો વિલાસ જેમાં;
જળ સુકઈ જવાથી તે સરોને,
કયમ થઇ નિર્ગુણી હંસ તું તજે છે.

સ્મર વચન શી પંડિતાઈ તારી,
વળી બહુ કોકિલ મિષ્ટ તારી વાણી;
નથી જરી પણ છાજતી વસંતાં,
વન મહિ આમ પલાશ વૃક્ષ કેરાં.

નભ મહિ ઘનરાયને વિલોકી,
મયુર ઘણા હરખાય નાથ શાથી ?
ઉદય સુહૃદનો થતાં વિશેષે,
મન મહિ સજ્જન હર્ષ ખ્હાલી પામે.

## વૈતાલીય.

ઘનને સ્તુતિ ગર્જતા કરે, ફલની શા મૃગરાજ આશથી;
પ્રકૃતી જ વડાની એહ જે, નવ સાંખે પરની સમુન્નતિ.

નથી ચુંબિત વાયુએ અને, નથી ભૃંગે વળી મલ્લિકા પિધું;
જડયું જાડી કઠોર ડાળીએ, પરિણામે ધુળ ધાણી તે મળ્યું.

વચનોથી અસભ્ય નીચનાં, મહતા જાય નહીં મહાનની;
જ્યમ જાય નહીં મહાર્ઘતા, રજથી વ્યાપ્ત થતાં મણિતણી.

ખટ દૈહિક શત્રુને ન જે, પણ વારી શકતા ભણી ગણી;
ઝટ સિદ્ધ કરે કલંક દૈ, ચપલા નામ રમા ખરેખરી.

કરી રક્ષણ નિત્ય સિંચતાં, વિધિનાં બીજ જળે વિવેકના;
જનને ફળ પ્રાપ્તિ થાય છે, શરદે ધાન્યની સૃષ્ટિને યથા.

સમવૃત્તિથી શાંતતા ધરી, સમયે તીક્ષ્ણપણું ધર્યા થકી;
નિજ તેજથી ઉન્નતિ ધરે, જગમાં સૂર્ય સમાન ભૂપતિ.

મદ માનની ઉદ્ધતા ધરી, ક્ષિતિપાલો અતિમૂઢ થાય છે;
અતિ મૂઢ તજે વિવેકને, અવિવેકે જન ખિન્ન થાય છે.

મુળ માર્ગ બતાવનારને, તજતાં કો સુખિયો થતો નથી;
અવધે અરુણ પ્રભા હરી, જ્યમ માર્ત્તંડ પડે મહોદધિ.

પિક શાવક કાક સંગને, તજી દે જેમ થતાં પુરી વયે;
મળ હંસ કુલે દ્વિજોત્તમ, સહગામી બક સંગ છોડીને.

ઉતરે શુભ શીખ ના ગળે, જડને કોટિ ઉપાય યોજતાં;
શશિકાંત વિના બીજા પરે, જ્યમ જાયે ફર વ્યર્થ ચંદ્રનાં.

નિજ દોષથી નાશ પામશે, ખલ ઈર્ષા કરતાં મહાનની:
જ્યમ નાશ પતંગ પામતાં, કરિ ઈર્ષ્યા બળતા હુતાશિની.
પૃથિવી પતિની સુતા અને, દમયંતી નળ ભૂપ ભામિની;
પશુ પૂર્ણ ઘને વને ફરી, કૃતિ એ શી વિધિના વિપાકની,

## માલિની.

કુમુદિની કરમાતાં, ખીલતા પદ્મ કોશ,
ઘુડ હરખ તજે ને, પ્રીતિ પામે રથાંગ;
ઉદય રવિતણો ને, ચંદ્રનો અસ્ત થાય,
હત વિધિ અવળો તો, અંત આવે વિચિત્ર.
તિમિર હરણ કર્ત્તા, આપ ખે ખેલનારો,
દશ શત કરવાળો, વ્યોમમાં ચાલનારો;
વિધુ પણ વિધિ યોગે, રાહુનાથી ગળાય,
લિખિત બદલવાને, થાય ના કો સમર્થ.
જગ બધું અજવાળે, તે છતાંએ શશાંક,
નિજ વપુગત મોટું, ના પ્રમાર્જે કલંક;
પ્રકૃતિ સુજન કેરી, હોય છે ખાસ એવી,
પર હિત રત રે' ને, આત્મ કાર્યે ન પ્રીતિ.
દિનકર કદી ઊગે, પશ્ચિમે ને કદાપિ,
પ્રચલિત ગિરિ મેરુ, થાય ટાઢોય વહ્નિ;
કદી ગિરિવર શૃંગે, પત્થરે પદ્મ ખીલે,
સુજનતણું ન થાયે, તોય બોલ્યું અબોલે.

गीति.

શરદે ન વરસે ગાજે, વરસે નિસ્વન વૃષા વિષે મેઘ;
કરે નહિ નીચ બોલે, કરે સુજન તે વદે ન લવલેશ.
ગુણીજન લે છે લ્હાવો, સદાય શોધી દૂરસ્થ ગુણીજનનો;
મેડક લે ના લ્હાવો, જળનો વાસી છતાંય પદ્મતણો.
દુર્જનના તે સંસર્ગે સજ્જન જન પણ ગણાય અપરાધી.
રાવણ કૃત અપરાધે, બંધાયો જળનિધિ નિરપરાધી.
સંગ કુછંદ વિશેનો, પણ માહાજનનો જતો નથી વ્યર્થ;
વાસ, વ્યાસને પામી, ધીવર કન્યા પરાશરે જેમ.
નૂપૂરના મરકત મણિની, કણિઓકેરાં પડેલ કિરણને;
ધારી દુર્વાંકુર શાં, હરિણી ચાટે પ્રિયાતણા પગને.

आख्यायिका.

સુવર્ણમાં સર્વ ગુણો વસે છે, સુવર્ણને સર્વ સદા ભજે છે;
જુઓ ત્વરાથી જળરાશિના ભણી, ધરી શિવે મસ્તક જાય જાન્હવી.

અનુષ્ટુપ.

સ્તુત્ય છે મહિમા કેવો, મોટાના મનનો અહા!
આપે ઘસાઇને આપે, શાંતિ આશ્રયીને સદા.

---

## શૃંગાર રસનાં કાવ્યો.

# શશાંક દૂત.

વૈતાલીય.

સમિ સાંજ સમે છજે ઉભી, બિજના આશ્વિન ચંદ્રને નમી;
વિરહાતુર એક ગુર્જરી, સહસા આમ વદી શશી પ્રતિ.

અયિ ચંદિર, આજથી હવે, વધતા પૂર્વ ભણી ભણી તમે;
ઉગશો જઇ પૂર્ણિમા દિને, કલકત્તા નગરે નિશાગમે.

હું વિજોગણને મુકી અંહીં, પતિ છે વર્ષ થયું વસ્યા તહીં;
જઈ આપ જરાક તેમને, મુજ સંદેશ સુણાવજો સખે.

ઉપડે નહિ જીભ આપ શું, અબળા લાજ થકી લજાઉં છું;
પણ દીર્ઘ વિજોગ દુઃખથી, મુકી મર્યાદ કંઇક કા'વું છું.

શિશિરે શિથિલા થયેલ તે, બહુ બાળી મધુ માસમાં સ્મરે;
ધરિ મેં બહુ ધીર ચંદ્રમા ! પણ તે રે' ન હવે શરત્સમે.

પરણ્યા પછી આણું આવતાં, સહવાસી પિઉની થઇ હતી;
રસના વરસ્યા હતા ખરા, વરસાદો પણ હું નવી સવી.

સમજી રસ ભાવના નહીં, સમજી ત્યાર પછી જુદી પડી;
મધુરૂં મધુરૂં ઉડું ઉડું, સ્મરતાં તે મનડું મુંઝાવતું.

બહુ વાર વિચાર લાવતું, ભડકે અંતરને પ્રજાળતું;
સખિઓ સુખ માણતી લહી, ફુટકર્માં ફિટકાર આપતું.

ઠરતું ન પિયેર સાસરે, ઘર કે બાહિર બાગ બંગલે;
વસને ન વિભૂષણે રિઝે, મન નાંખ્યું મદને મથી કશે ?
વસુ છું સુખ સાજમાં રૂડા, પણ આ શોષ થકી સીદાઉં છું;
શું હતું શું ગયું ન શું બન્યું, ક્યમ વ્હાલું અળખામણું થયું.
ન ગમું પરને હું કે મને, ન ગમે તે ન કળાય કો મિશે;
જન કે જણશે વશે કશે, ન કશે કેમ મને ગમે ન શે ?
ઉછળી તરસી રહ્યું રડ્યું, મન મારૂં ન કશાથી માનતું;
સમજે સમજાવ્યું ના કશે, ઉલટું આમ નિરાશ થૈ જતું.
ગુણથી વયથી સુજાતથી, કુળવંતા ઉજળા કુટુંબથી;
ધન ભાગ્ય ગણાય લોકથી, મુજ માબાપ જમાઇ મેળવી.
સમ જોડ ગુણે વયે કરી, અલબેલા વરને વરાયલી;
નિરખાઉં છુંએ હુંએ વળી, સખિઓની ઇરિષાળું આંખથી.
ધન છે સુખ છે શરીર છે, અમને વ્હાલવરને સ્વરૈક્ય છે; +
અનુકૂળ બધુંય આમ છે, પણ એ એકલડા વિદેશ છે.



+મનનું એવું ઐક્ય કે એક બોલે એજ બીજાના મોંમાં હોય. જુનાં ગીતોમાંએ પતિપત્નીના આ સ્વરૈક્યનો ધ્વનિ છે. જુઓઃ– "અમારા દિલમાં એતો તમારા મનમાં રાજ". મિલાપ,

# પ્રિયાનું મૈયર.



ઉપજાતિ.

ઉઠો અલ્યાં થાય જુઓ ઉજેશ, આવે તમારો પિતર પ્રદેશ;
તાપી મુકી મેલ વધી અગાડી, જાગી જુઓ આંખડલી ઉઘાડી.

જુઓ કપોલારુણ મંગળ શ્રી, ઉષા પ્રભાતે ઉઠતાં સુગાત્રી;
પ્રસાદતો લોચન ચિત્ત કેવો, દેખાવ દેખો દયિતે મજેનો.

આવી અહીં આગળ આમ ઓરાં, જુઓ જરા જાસુદ પુષ્પ ગોરાં;
પ્રિયા જુઓ આ અહીથી તમારૂં, શરૂ થતું મૈઅર રમ્ય ચારૂં.

ક્ષીરાબ્ધિને ફેન સમાન ધોળે, ફૂટે રૂને કાલરિએ કપાસે;
શિઆળુ મોલે મલપી રહેલાં, ક્ષેત્રો જુઓ મૈઅર મોહ ઘેલાં.

ઉંચે લીલે શેલડીએ સુસાંઠે, ગાંઠે પુટી પાનઠની કલાંઠે;
જુવારનાં ખેતરથી જુવંતિ ! સીમા જુઓ કાનવની હસંતી.

નાની રૂપાળી જળ હોડીઓની જેવાં ત્વરાથી તરતાં ખગોથી;
દ્વારે પુર્યાં મૌક્તિક મંડળો શી, બેઠી કિનારે બગ પંક્તિઓથી;
તારે ખિલ્યું વ્યોમ ન હોય તેવું, કળી રહેલાં કુમુદે ભરેલું;
લક્ષ્મીતણું દર્પણ હોય તેવું, સુગોળ રાકા શશિબિંબ જેવું;
સરોવર સ્વચ્છ સુકચ્છ કેવું, લાગે જુઓ લાડણ આ મજેનું.

કાળી તણાં કીર્તનમાં ગવાતો, પર્તે તણાં પાતકથી પડેલો;
જુઓ પણે બાદળ શો જણાતો, પવિત્ર પાવાગઢ સુભ્રુ પેલો.



# નણંદનો વિનોદ.

———xx———

પદ,

ભાભલડી, વાત તમારી મેં જાણી,
  અજાણી રાખી રહી ન અજાણી;
ભાભલડી, વાત તમારી મેં જાણી.

  અંતરમાં ઉંડો ઉમળકો વહે છે,
જીજીનાં ઘરડાં લોચનીઆં હસે છે;
  'તારી ભાભીને છે' એમ કે' છે,
ભાભલડી, વાત તમારી મેં જાણી—
  સુહાગણ સાસુતણાં ધન રાણી,
ભાભલડી, વાત તમારી મેં જાણી.

  માનિતાં માનો ન માનો પરંતુ,
શરીર તો 'ચઢતા દિવસ છે' કહેતું;
  કહો ના ના, ન પણ તે મનાતું,
ભાભલડી, વાત તમારી મેં જાણી,
  અજાણી રાખી રહી ન અજાણી,
ભાભલડી, વાત તમારી મેં જાણી.

  અભાવા થાય ખવાતું ન ખાતાં,
ઉડી ગૈ લાલી પાંડુર મુખ થાતાં;

ભાગી ત્રિવલ્લી જાવ ભરાતાં,
ભાભલડી, વાત તમારી મેં જાણી,
મારા સમ ઘોની ખરે ખરૂં બોલી-
ભાભલડી, સાચું કહો દિલ ખોલી.

નકામી 'ના ના' નથી ચાલનારી,
નાની છું, શરમ શોભે નહિ મારી;
રાખલડી તો હુંજ છુંની બાંધનારી,
ભાભલડી, વાત તમારી મે જાણી-
સુહાગણ સાસુતણાં ધનરાણી,
ભાભલડી, વાત તમારી મેં જાણી. ૫

---

## વિજોગણનાં વર્ષા-શરદ.

ધોળ.

( કુંકુ છાંટી કંકોતરી મોકલી-એ રાગ. )

સાંજે ચિત્ર વિચિત્ર વાદળવડે,
શુભ દર્શી તોરણીઆં બંધાય; ઘનાગમ આવીઓ.
જળ ભરી ભરી વારૂણી વાદળી,
ધીરી ધીરી આ પૂર્વમાં જાય— ઘનાગમ.
આછો આછો તડકલો ને છાંયડો,
ઘણા ઘામથી જગ ગભરાય— ઘનાગમ.

શૂરો આથમણો ને દક્ષિણતણો,
વાવાઝોડાનો વાયરો વ્હાય— ઘનાગમ.
બાંધે બગલાં તોરણ મ્હેના માનમાં,
સામાં સારસ જાય આકાશ— ઘનાગમ.
ઉતર્યો ઉતર્યો કોકિલ મદ ઉતર્યો,
બોલે બોલે બપૈઆ ચોપાસ— ઘનાગમ.
સાપ વિંછી બાફે બા'ર નીકળે,
કીડીઓને ઊડન આવે પાંખ— ઘનાગમ.
બિસતંતુનું ભાથું રે બાંધીને,
રાજહંસો માનસ સર જાય— ઘનાગમ.
નાચે થનથન મયૂર કળા કરી,
ઉંચી ડોકે આમંત્રે સહર્ષ— ઘનાગમ.
ટીટોડી ને ચકોર ચિંતા ધરે,
ઉની ધૂળમાં ચકલીઓ ન્હાય— ઘનાગમ.
ચાંદા પાછળ બની જળકુંડલું,
આપે ખેડુતને મ્હેની આશ— ઘનાગમ.
ઘન ઘોર દિશાઓ બનાવીને,
ઉંડા ઉંડા મ્હે ગાજે આકાશ— ઘનાગમ.
કાળા પાણમાં સોનાની રેખ શી,
વાંકી લીટીએ વિજળીઓ થાય— ઘનાગમ.
ભિન્ન વર્ણાકૃતિનાં વાદળ થકી,
જાણે નભમાં મંડળિયાં પુરાય— ઘનાગમ.

મોટે મોટે કાટકે ઘન ગાજતાં,
ભર્યા ભુવનમાં ધીર ન ધરાય— ઘનાગમ.
ચોમાસાની બીઆમણી રાતડી,
વિજોગણ હું ગાળીશ કેઈ પેર—ઘનાગમ.
અખાત્રીજના વાયદા વીતીઆ,
નાવ્યા નાવ્યા નણંદીના વીર— ઘનાગમ.

———x———

## ચોમાસાનો બ્હાર.

( એજ રાગ. )

લીલી હરિયાળીથી વન શોભતાં,
પામ્યા ખેડુત હરખ અપાર—ચોમાસુંએ ચાલીઉં.
જળ જળ થઈ જમીન રચીપચી,
લ્હેરે જાય સરોવર સાર— ચોમાસુંએ.
પડે ઝડીઓ ને વ્હાય જેમ વાયરો;
પાકે પાકે જાંબુડાંનાં ફાલ— ચોમાસુંએ.
ચોડે ચઢતાને ગાનારી કોકિલા,
જઈ બેઠી જાંબુડાને ડાળ— ચોમાસુંએ.
આવ્યો મેઘને હરખ્યા મયૂર ઘણા,
ઢેલડીઓને તો ગર્વ ન માય— ચોમાસુંએ.
મ્હાલે હસ્તિની સાથે મતંગજો,
લેતા સુરભિ વનોમાં ચોપાસ— ચોમાસુંએ.

લીલી સાડી ધરીને ભૂભામિની,
સોહાગણનું કરે જાણે હાસ— ચોમાસુંએ.
ઇંદ્રગોપે ભર્યાં રૂડાં શાદ્વલો,
જાણે વનમાં વણ્યા હોય ખંડ— ચોમાસુંએ.
ખીલ્યાં કલકલ કરસણ કોડીલાં,
ખડખડ હસે લોક અખંડ— ચોમાસુંએ.
વરસે સુપડે ને ટોપલે મેઊલો,
નીર નદીઓની માંહી ન માય— ચોમાસુંએ.
લીલી સેજ શામળ ઘટ ઝાડીમાં,
ઉડે આગીઆઓ ઠેરેઠેર— ચોમાસુંએ.
એતો શોભે ધરાને અંબોડલે,
જાણે ઝબકતાં હોય ઝવેર*— ચોમાસુંએ.
અદેખાંનો સરદાર સૂકાઈ ગયો,
જવાસો આ જોઈને લીલા લ્હેર— ચોમાસુંએ.

૫૯.

વ્હાલમે વ્હાલી વિદેશ વસાવ્યો; ટેક.

આ, આઠ માસનાં વ્હાણુલાં વ્હાયાં, (૨)
કાગળ તોય ન કકડો લખાયો—વ્હાલમે વ્હાલી.
વિજયાદશમીના વાયદા વીત્યા, (૨)
અશ્વિન માસે આ અરધો જવાયો—વ્હાલમે વ્હાલી.

---

* ગોવાગણોની જવાહીરની પીનો સાથે સરખાવો.

પંચશરે પીટે પળ પળ પીડી (૨)
એકેક દિન તે જુગ કરાવ્યો— વ્હાલમે વ્હાલી.
મનગમતાને દીધી માબાપે, (૨)
વિધિએ ત્યારે આ વિજોગ કરાવ્યો—વ્હાલમે વ્હાલી.
ખીલ્યાં કમળવન કમળાકરોમાં (૨)
હંસનો સાથ આ આવ્યો ગયેલો—વ્હાલમે વહાલી.
સસરાજીએ પત્ર પાઠવ્યા તોયે, (૨)
નાની નણંદનો વીર ન આવ્યો—વ્હાલમે વ્હાલી.

### उपजाति.

પુનઃ પુનઃ પ્રેમ ધરી ધરીને,
વિલોકતાં નેત્ર ભરી ભરીને;
પ્રમોદ પામી પિઉ પત્ર પહોચ્યો,
બાવીસમી તારિખનો લખેલો.

ગોદાવરી દંડક દાવ દેશે,
પ્રમોદદા પંચવટી પ્રદેશે;
જ્યાં જાનકી શું વસતા વિનોદે,
તે તે સ્થળો શોક હવે કરાવે.

ઉદાર પૈસા હીન છે બિચારા,
ધની નથી સાંભળતા નઠારા;
સત્તાધિકારી સઉ દંડનારા,
તો ક્યાં રડે દુઃખ દુખી બિચારા ?

ઉપજાતિ.

મુક્તા મણી રત્ન વિભૂષણોના,
નવાં નવાં ચીવર ચોળીઓના;
ખાવા પિવાના રમવા સુવાના,
શુદ્ધાંતમાં હિંચકડે ઝુલ્યાના;
પ્રફુલ્લ પુષ્પાભરણો સજ્યાના,
ક્રીડા વનોમાં કરવા જવાના;
સમાનસુ સોંગટડે રમ્યાના,
સરોવરોમાં જળ ઝીલવાના;
વડીલનાં વ્હાલ વધારનારા,
ભલાં ભલાં ગીત ગવાડવાના;
બની ઠણી બાજઠડે ચઢ્યાના,
દિયેરજી દોહદ દોહૃદાના.



વસંતતિલકા.

જે ચંદ્ર શા વદનમાં રતિ પામનારાં,
જે હાર નિર્ઝરતણા તટ સેવનારાં;
આપીન ઉન્નત ઉરોજ રૂપે વરોરુ,
તે આ રહ્યાં હૃદય પાસ ચકોર ચારુ.

શિખરિણી.

અલંકારે યુક્તા, વિધ વિધ વિલાસે રિઝવતી,
મદે માતી મીઠા સ્વરથી સુખદાતા રસવતી;

પદ ન્યાસે ચોરે, ચતુર નરનાં જે હૃદયને,
કવિતા ને કાંતા પ્રિય નહિ હશે કોણ જનને.

---

સુની શય્યા મારી, રમણ વિણ સુનાં ભવન છે,
નિશે નાવે નિદ્રા, રુદન કરી રાતાં નયન છે;
ગળે ગાત્રો તાપે તપી તપી ન અન્નોદક ગમે,
કરૂં શું હા બેની, નિશ દિન પિટ્યો મન્મથ દમે.

---

ઉપજાતિ.

સૌભાગ્ય દેશે કવ ભાભિ આ તે,
સિંચી ઉછેર્યાં કુસુમ દ્રુમો જે;
શોભા થશે અદ્‌ભુત સર્વ જ્યારે,
દીએરજી દક્ષિણ વાયુ વાશે;
નિશા ઘટીને દિન દીર્ઘ થાશે,
વૃક્ષો નવાં પલ્લવથી સુહાશે;
વળી વધુઓ ચઢશે વિલાસે,
દીએરજી દક્ષિણ વાયુ વાશે;
વનો વિલાસાર્હ થશે રસાળે,
વળી સ્વરો કોકિલના સુણાશે;
ત્યારે વિયોગે રહ્યું કેમ જાશે,
દીએરજી દક્ષિણ વાયુ વાશે.

---

કુસુમવિચિત્રા.

મયુર બપૈયા કૃષિવલ આદિ,
જન જીવ સૌને હરખ પમાડી;
વસુમતી લ્હાવા લઈ રહી ભાળી,
જલદ વિરામ્યો જીવન સમર્પી;

---

વસંતતિલકા.

શોભે નવાં કિસલયે જન વૃક્ષ લીલાં,
બાગે સુવાસિત રૂડાં બહુ પુષ્પ ખીલ્યાં;
તાપે તપી પવન વ્હાય અતિ લુવાળો,
આવ્યા ન વલ્લભ અલિ ઉતરે ઉનાળો.
આંબા ઝુલે નવી નવી લઘુ કેરીઓથી,
પાંથિકને દમતી કોકિલ સુ સ્વરોથી;
ફાલ્યો પુલ્યો ઘટ અશોક દિસે રૂપાળો,
આવ્યા ન વલ્લભ અલિ ઉતરે ઉનાળો.
સૂકાં સરોવર થયાં જળનાં ભરેલાં,
છે શૂન્ય પક્ષિથી હતાં પ્રથમે વસેલાં;
સાંજે વહે પવન મંદ સુવાસ વાળો,
આવ્યા ન વલ્લભ અલિ ઉતરે ઉનાળો.
તાપે તપી વિકલતા પશુ પંખી પામે,
દોડી ઉડી તરુની છાય વિષે વિરામે;
પૃથ્વી તપ્યે નિકળતી અતિઉષ્ણ જ્વાળો,
આવ્યા ન વલ્લભ અલિ ઉતરે ઉનાળો.

કૈં સારસો વદી જળાશય સૂચવે છે,
કૈં હસ્તિનાં જુથ ઉભાં તરૂ છાયમાં છે;
કો ઠામ દાત્યુહ વદે જળ આશવાળો,
આવ્યા ન વલ્લભ અલિ ઉતરે ઉનાળો.

કૈં અદ્રિપાદ મહી ઝર્ણ ઝીણાં ઝરે છે,
વાંકાં ચુકાં તરુની કુંજ વિષે વહે છે;
વાત્સલ્યઘેલી બગલી રહી બાંધી માળો,
આવ્યા ન વલ્લભ અલિ ઉતરે ઉનાળો.

કૈં પંખી ગાય તરૂમાં મૃદુ દીર્ઘ રાગે,
પુષ્પંધયો મધુ પિતાં નવ તૃપ્તિ પામે;
વ્હે કુંદને હલવી વાયુ સુવાસવાળો,
આવ્યા ન વલ્લભ અલિ ઉતરે ઉનાળો.

મધ્યાહ્ન થઈ સુરજ પશ્ચિમમાં નમેછે,
ઢાળો કરી સરવ પાંથિક પંથ લે છે;
ઝાઓ ગમે જળ પ્રદેશ સુછાયવાળો,
આવ્યા ન વલ્લભ અલિ ઉતરે ઉનાળો.

દાડે પડે ગરમી રાતલડી વિલાસી,
સુવું ગમે કુસુમ સેજ કરી અગાશી;
સાંજે ગમે સુણદ સાગરનો કિનારો,
આવ્યા ન વલ્લભ અલિ ઉતરે ઉનાળો.
સુખીજનો સરવ સાંજ અને સવારે,
જોડાવી જાય રથ સાગરને કિનારે;

ચંદ્રોદયે જળનિધી ઉછળે ઉમંગ્યો,
આવ્યા ન વલ્લભ અલિ ઉતરે ઉનાળો.

નીચે લચી પડતી પુષ્પની પાંદડીઓ,
ઉડી જતી ગઇ તપીતપી વાવડીઓ;
થાકી હુંએ લખી લખી પિયુને લખાણો,
આવ્યા ન વલ્લભ અલિ ઉતરે ઉનાળો.

સંયોગીને પણ ગમે નહિ તો ગમે શે,
આ ગ્રીષ્મના દિવસ દીર્ઘ વિયોગીઓને;
ગોઠ ન સૈયર સમાગમ મેડીમાળો,
આવ્યા ન વલ્લભ અલિ ઉતરે ઉનાળો.

વૈતાલીય.

અતિ મુક્ત લતા રસાળને,
મળી કંકેલી કદંબ વૃક્ષને;
મળી માલતી ગંધરાજને,
પણ ના હાય મળી હું કંથને.

ગીતિ.

સમીરે સહજ ઉરાડયો, પાલવ તારાં ઉરોજ ઉપરનો;
ભરી સભામાં નિર્લજ, લેવાયો હું રહ્યો નિરખી સ્મરનો.

વસંતતિલકા.

તારો સમાગમ સદા મનને ગમે છે,
તારી છબી નિરખવા નયનો ચહે છે;
તારાં વિલાસ વચનો શ્રવણે રમે છે,

તો હે મનોહર પ્રિયા કયમ દુઃખ દે છે.
સૂતી ઉઠી મદન વિહ્વલ લાલસાંગી,
ફૂલ્લારવિંદ નયના મદની ભરેલી;
હા પ્રાણ હા કનક ચંપક ગાત્ર ગોરિ,
સ્વપ્નેવય દે નહિ સમાગમ થૈ નમેરી.

શિખરિણી.

પ્રમોદે પ્રેમાંધ, બનિ ઉપવને જ્યાં વિહરતાં,
વળી અંતર્મોદે રસિલિ મધુરી વાત વદતાં;
પુરી ઉત્કંઠાથી, પ્રણયિની મને મગ્ન કરતી,
વિલાસી એ વાલી, નથી નથી મને તું વિસરતી.
+અરે ના આ મારો, પ્રિયતમ મુકો હાર તુટશે,
મુકોની અંબોડો, થયું થયું થયું વેણિ છુટશે;
અધીરા ધીરા રો' ગુરુજન નીચે સૌ સમજશે,
હવે ઘો ઘો જાવા ઉપર જન કો આવી ચઢશે.
તમારી પાસે આ વરતનુ સુવાથી મદભરી,
ઉભી છે ભેટીને કિતવ કયમ કો શું પ્રીત કરી?
અરે તખ્તામાં આ સુતનુ પ્રતિમા તારી પડી છે,
હલેતી કોએ એ, નથી નથી પ્રિયા પ્રાણ તુજ છે.

ઉપજાતિ.

રહી અહીઆં પ્રીત બ્હો વધારી, મૈંએર જૈ તે સઘળી વિસારી;
પ્હેલાં મને સ્નેહ સુધા ચખાડી, ખુશી થયાં કેમ વિજોગ પાડી.

---

+ અરે! ઓ ! આઘા રો.'

સીતાજીના મહિનાનો રાગ.

લેઉ જોગી થઈ તારો પંથ, સંસાર આ પરહરૂં,
 પ્રભુ આપે જો પંખીનો દેહ, તારી સાથે સંચરૂં.
વ્હાલી દીઠો નથી મેં વિજોગ, પડી પ્રેમ સંગમાં,
 કેમ થઇને નમેરી એ નાર, વશી તું વિદેશમાં.
હાંશે હાંશે આવી વ્હેલો ઘેર, ભામિની તને ભેટતો,
 તારા તારૂણ્યનો સુધાસાર, હાંશે હાંશે ચાખતો.
તારો પ્રેમ ઉછાળો એ પ્રાણ! ભુલાવ્યો ન ભૂલતો,
 જ્ઞાન કોટીઓનું ના રે' ભાન, ન ભાન શું વાંચતો.
ગોરિ ઘેલો કરી ગઈ કેમ, આણે વ્હેલે આવતાં,
 કયે ચટકે ચોર્યું તેં મારૂં ચિત્ત, તે આવે ન બુદ્ધિમાં,

વસંતતિલકા.

આ ચિત્ત તું વિહીન વ્યગ્ર સદાય રે' છે,
 તારાં વિલાસન ઘડી ઘડી સાંભરે છે;
તારાં સુમિષ્ટ વચનો હજી યાદમાં છે,
 તો હે મનોહર પ્રિયા કયમ દુઃખ દે છે.
આસંગથી લુલિત આર્દ્ર શરીર યષ્ટિ,
 મારા નતભ્રુ લઈ અંક વિષે તમારી;
આદોલને વિહરતો તમને રિઝાવા,
 તે વાર હા વિસરતા નથી લોલનેત્રા.
ગોઠે નહિં લગીર ઘેર ન બ્હાર કામે,
 બાળ્યું સ્મરે મન ન કો રીત શાંતિ પામે;
ચંદા અહર્નિશ તને રસના રટે છે,
 તારો વિયોગ સલુણી બહુ દુઃખ દે છે.

( મા કોયલ બપૈયા બોલે એ રાગ. )

હા ! નાથ નમેરો નાવ્યો, અલિ નાથ નમેરો નાવ્યો,
વાર ત્હેવાર દિવાળી ગઇ પણ, નાથ નમેરો નાવ્યો. હા !
વાયદો માસનો વળવાને કરી ગયો,
આ વર્ષ વીતે પણ નાવ્યો. અલિ ! નાથ૦
એક નિશદિન મનસિજ દમે છે–તેમાં,
દયન શીઆળો આવ્યો. હા ! નાથ નમેરો૦
પત્રતણા ઉત્તર નવ વાળે, એનું મન મુજથી
ન કળાએ, અલિ નાથ નમેરો નાવ્યો શે નાથ૦
ગામના મિત્ર સઉ ઘર આવ્યા, નગણે
સંદેશ સરિખો ન કાવ્યો, હા ! નાથ નમેરો૦

ઉપજાતિ.

જાગે જનો આ દીપકો બળે છે, સખીજનો કૌતુકડું જુએ છે;
યશું ન જુદાં ઘડી ધીર રાખે, ખાધે ન બે હાથથી ભૂખ ભાગે.

મનહરછંદ.

વિચર્યા વિદેશ દેશ વળવા વ્હેલેરા વદી,
વ્હાલમજી વીતિ ગયું વર્ષ ન આવિયા;
પત્રના ન પત્યુત્તરો પાઠવ્યા પવિત્ર તમ,
મિત્ર અત્ર આવીઆ ન સંદેશ શું કાવિયા;
શ્રાવણનાં પર્વ પરે દસરા દીવાળી પરે,
વાટ જોતાં હોળી આવી પ્રાણ ન પધારિયા;
કળથી કલાવીને કલત્રને જે કોલ આપ્યા,
વાહ ! મારા કંથજી એ કોલ કેવા પાળિયા ?

દોધક.

પૃથ્વી પરે પટકાવી ઉછાળી, ઝીલે દડો ન ચૂકે ગીત તાળી;
કુંદક કેલી વિવિધ કરંતી, શી અલખેલી અવંતિ રમંતી.
આ નવ પલ્લવને ફુલવાળી, ભૃંગ થકી વળી સેવાતી સારી;
જંબુલતાથી રહેલી છવાઈ, કુબ્જ નિકુંજ અતિ સુખદાઈ.
લીલી લીલોતરી ખાલી રહી છે, મોરવડે ફુલ ડાળી નમી છે;
પત્ર ઘટા ઘુંઘટા રૂપ થૈ છે, વાડી શી નારી વસંત ખીલી છે.

રથોદ્ધતા.

પૂછતાં ન પ્રતિશબ્દ ઉચ્ચરે, ઝાલતાં વસન ખેંચી સંચરે;
તે તથાપિ રતિ સારૂ શંભુની, સેવલી શયન પાસુ ફેરવી.

શાર્દૂલવિક્રીડિત.

વ્હાતાં વાયુ કદંબ વાસ વિખરે, નાચે મયૂરો ઘણા,
કાળો નીર ભરેલ મેઘ નભમાં, ભારે કરે ગર્જના;
કાંતા કાંતતણે વિયોગ વિધુરી, શુદ્ધાંતમાં એકલી,
જોતાં કેમ તને દયા ન ઉપજે, વામા છતાં વીજળી ?

ઉપજાતિ.

પ્રાણેશ મારી વિનતિ વિચારો, ઝાઝા ન ત્યાં વાસર વીતવા દ્યો;
વિયોગિને દુઃખજ દુઃખ દુઃખ, સંતાપ દે જ્યાં શશિનાંમયૂખ.
ધીરે ધીરે કાનનનાં દ્રુમોની, છાયા વિષે એ સતી ચાલતીતી,
ક્ષણે ક્ષણે તોય નિવારતીતી, તનૂત્તરીએ શશિનાં મરીચી.

( સીતાજીના મહિનાનો રાગ. )

વ્હાયો દક્ષિણ વાયુ આવાર, આંબે મ્હોર આવિયા,
ગાય પંચમ કલ કોકિલાઓ, કુસુમ ફૂલ ફાલિયા.
અટાદાર થયાં સઉ ઝાડ, અશોક ને આંબલો;
આવી હોળી પરંતુ ઓ બેન, નાવ્યો રે મારો નાવલો
વનમાં ઉડે લતાના પરાગ, અખિલ ઉડે ધામમાં,
લતા ગૃહમાં ઉડે મધુવાર, કેસુડી ઉડે ગામમાં.
રંગે ક્યારા લતાના પરાગ, દેવર રંગે ભાભીઓ,
મનવે કોકિલાને નર પિક, નાવલીઆ સ્વનારીઓ.

——xx——

# સામાન્ય નીતિનાં કાવ્યો.

——xxx——

## પંડિતલક્ષણ.

અનુષ્ટુપ.

દેહ જન્ય છ શત્રુઓ, જેને છે વશ સર્વદા;
ઇંદ્રિયો વશ આત્માને, તેજ પંડિત જાણવા.
પ્રસંગે ધીર ને શાંત, પ્રસંગેજ ઉતાવળા;
સાહસિક ન જે હોય, તેજ પંડિત જાણવા.

અહી લૈ બોલ બોલાતા, શબ્દે શબ્દ વિચારતા;
પુછયા વિણ ન બોલે જે, તેજ પંડિત જાણવા. ૩
પ્રતિભાવાન વાચાળ, જાણ ઝાઝા વૃતાંતના;
જે વ્યાખ્યાન કરે શીઘ્ર, તેજ પંડિત જાણવા; ૪
દુઃખ માંને ન હુંકારે, સન્માને ન ખુશી થતા;
લોકથી ક્ષોભ ના પામે, તેજ પંડિત જાણવા. ૫
આરંભે શકય જાણીને, આરંભેલું ન છોડતા;
ધૈર્યથી જે કરે કામ, તેજ પંડિત જાણવા. ૬
અપ્રાપ્તની ન ઇચ્છા ને, ગયેલાને ન શોચતા;
આપત્તિમાં ન મુંઝાએ, તેજ પંડિત જાણવા. ૭
બુદ્ધિને વશ શાસ્ત્રો ને, બુદ્ધિ શાસ્ત્રાનુસારિણી;
જાણો પંડિત તેને જે, મર્યાદાને મુકે નહિ. ૮
શક્તિ જોઈ કરે કામ, કોને ન અવમાનતા;
સર્વથી મળીને ચાલે, તેજ પંડિત જાણવા. ૯
વ્યવહારી મતિ જેની, ધર્મ ને અર્થ સંગ્રહે;
કામથીએ રળે અર્થ, જાણવો બુદ્ધિમાન તે. ૧૦
સુખ દુઃખ ભય પ્રેમ, સમૃદ્ધિ પડતી દશા;
એથી જે ન ચળે કિંચિત્ તેજ પંડિત જાણવા. ૧૧
કરેલા મંત્ર ને જેની, ધારેલી મન કામના;
ખ્યાત થાએ પરિણામે, તેજ પંડિત જાણવા. ૧૨
ક્રોધ લજ્જા અહંકાર, હર્ષ ગર્વ અનમ્રતા,
એથી જે ભ્રષ્ટ ના થાએ, તેજ પંડિત જાણવા. ૧૩

———✕———

# મૂર્ખલક્ષણ.

જાણે ન શાસ્ત્ર ને રાખે, ગર્વ પાંડિત્યનો સદા;
ધન હિણ છતાં દાની, થાય તે મૂર્ખ જાણવા.
શૌર્ય વિણ ધરે શસ્ત્ર, પોતાની ફુલ હાંકતા;
ઘણાકે ધ્રુજનારાએ, પોતાને શૂર માનતા.
કપટે કે પછી રાખે, જુગટે ધન ઇષણા;
પરિણામે પડે પાછા, તે સર્વે મૂર્ખ જાણવા.
પોતાનું કાર્ય મૂકીને, પારકાની પુંઠે પડે;
બગાડે મૂર્ખ બન્નેનું, લોકોમાં ચકબે ચઢે.
પ્રવૃત્તિમાં પડયો રે'ને, બેસે ના ઘરમાં ઘડી;
બાયડીનું રળ્યું ખાય, તેય મૂર્ખ શિરોમણી.
માયાળુને તજીને જે, અપ્રેમીજનને ભજે;
બળીઆસુ ભીડે બાથ, તેને મૂર્ખ સહૂ કહે.
શત્રુ સાથે કરે મૈત્રી, કરે મિત્રસુ શત્રુતા;
અયોગ્ય કાર્યના કર્ત્તા, તે સર્વે મૂર્ખ જાણવા.
સ્વકાર્ય દાસને સોંપી, શંકાશીલ રહે સદા;
અવશ્ય કાર્યમાં મંદ, રે'નારા મૂર્ખ જાણવા.
સાચો ધર્મ ન માને ને, આળ પંપાળને ભજે;
હિતૈષી હોય ના મિત્ર, જેને તે મૂર્ખ માનવા.
બોલાવ્યા વિણ આવે ને, બોલે ઝાઝું પુછ્યા વિના
વિશ્વાસે રે' અવિશ્વાસુ-કેરા તે મૂર્ખ જાણવા.
પોતાના દોષ ના દેખે, નિંદા બીજાતણી કરે;
નબળા ને કરે ક્રોધ, તેને મૂર્ખ સહુ કહે.

શિક્ષાને યોગ્ય ના હોય, તેને શિક્ષા કરે ઘણી;
અલભ્ય વસ્તુને ઇચ્છે, તેય મૂર્ખ શિરોમણી. ૧૨
કરે સેવકસુ મંત્ર, વેશ્યાને વશ થૈ રહે;
જાણવો મૂર્ખ તેને જે, જાણે ન થાય શું પુંઠે. ૧૩
આત્મશ્લાઘી તથા દંભી, કામી મદ્યપ આંધળા,
લોભી અંકારીને મીઢા, એ સર્વે મૂર્ખ જાણવા. ૧૪



## બુદ્ધિમાન જ બળવાન.

ધનુર્ધારી મહાબાહૂ, અને કોઢ્યાવધિ પત્તિ;
તે સર્વેનો મણી માનો, બુદ્ધિમાનજ ભૂપતિ. ૧
ધનુર્ધારીતણું બાણ, પ્રાણ લે એક પ્રાણીનો;
ઉંધી વાળે ધરા આખી બુદ્ધિમાનની યુક્તિ તો. ૨



## પેટ ભરવામાં શું પરાક્રમ?

પંડને પોષવો એમાં, મોટું શું કામ છે કહો?
બિલાડાં કૂતરાં જેવાં, ભરે છે પેટ પ્રાણીઓ.
પોષ્ય વર્ગ વિસારીને, પોતાનું પેટ જે ભરે;
લ્હેરી ઓઢી ફરે પોતે, તેને ક્રૂર ન કોણ કે'?



## કોણ નથી ઉંઘતા?

બળીના વેરી ને ચોર, દેવાદાર લૂંટાયલા;
મહારોગી તથા કામી, નિરાંતે નથી ઊંઘતા.
આરસી રાજગાદી ને, ગોરી રૂપવતી તથા;
પ્રેક્ષ્ય આલોક ઈત્યાદિ, અંધને નથી કામના.



## સામાન્ય સત્યો.

દોહરા.

પળાય હિતકર અન્યને, થાય અહિતકર નાશ;
મરાય ઘરના ઉંદરો, પરની બિલ્લી પાસ.
સમય વગરનું માગવું, કદી સફળના થાય;
સુરતકાળે સુતને, દે નવ ધાવણ માય.
લોકાચારથી ઉલટું, સાચું ખોટું ગણાય;
મા કહેવાય પરંતુ ના, બાપની વહુ કે'વાય?
ગુપ્ત ભેદ ચાસન છતાં, સદાય ગુપ્ત રખાય;
સમજે મન સંસાર સૌ, પણ નાગું ન કરાય.
ચઢતી દેખી કોઈની, દ્વેષી મન બળનાર;
વણ અગ્નિ સળગી ઉઠે, ઝમકારે જ્યમ જાર.
રણકારો રૂપા તણો, ખેંચે ચિત્ત ખચીત;
કંકણ રવ કામીતણાં ખેંચી લે જ્યમ ચિત્ત.

કરીએ તેવું પામીએ, બી સમ ફળ ફળનાર;
કુવેચના થાય કાતરા, કેળે કેળુ સાર.
રૂપે મોહ્યો રાંડના, અંતે પામે નાશ;
પતંગ આગે પરજળે, પડતાં જોઇ પ્રકાશ.
ભેગા કરતાં વેરીને, ત્રીજો થાય ખરાબ;
સાકર લૂણ પય ભેળવ્યે, થાય ન ક્ષીર કે રાબ.
એક એકના દ્વેષીના, સંગમમાં નહિ સાર;
સાકરને લૂણ નાંખતાં, બગડે પય નિરધાર.
ભિન્ન ગુણનાં માનવી, કદીએ એક ન થાય;
મળે ન પાણી તેલમાં, કરીએ કોટી ઉપાય.
અશકય ગુણીને શકય છે, સંપ શત્રુમાં થાય;
તેલ પાણીને મેળવે, ખારો ક્ષણની માંય.

અનુષ્ટુપ.

સત્યવાદી ખરા બોલા, ઉપકારી ઉદ્દાર ને;
થોડાબોલા બહુવાદી, થવું ના શરમાળને.
મર્મજ્ઞ મર્મના ગોપ્તા, સ્વાર્થજ્ઞ પરઘાતને;
આત્મશ્લાઘી પરશ્લાઘી, થવું નિશ્ચ સ્વોદયે.
આપથી દુઃખીઆરાંના, દૃષ્ટાંતે મન વાળવું;
શ્રેષ્ટ છે એજ સર્વેથી, જ્ઞાને દુઃખ દબાવવું.
કૌશલ્ય ધૈર્યને બુદ્ધિ, નિર્ભયત્વ દૃઢાત્મતા;

ઉત્સાહ પ્રિયવાદીત્વ, મૈત્રી ને કાર્યદક્ષતા.
શીલ કૃતજ્ઞતા સત્ય, પ્રતાપોદાર્ય શાંતતા;
જિતેદ્રિયત્વ આદિ છે, ગુણો સંપત્તિદા સદા.
સારી વસ્તુતણા સંગે, ખોટુંએ વંદ્ય થાય છે;
ખાળનું પાણી ગંગામાં, જતાં દેવે પિવાય છે.
પાટીરવનનાં કાષ્ટ, પાટીરવત્ ગણાય છે;
નીચ સજ્જન સંગાથે, સજ્જનોમાં પુજાય છે.
ચઢે છે પુલની સાથે, કીડો ભૂપાળ મસ્તકે;
પાણો દેવત્વ પામે છે, સ્થાપવાથી મહાજને.
તેજસ્વી જનના સંગે, ક્ષુદ્ર તેજસ્વી થાય છે;
સૂર્યના સંગથી જેમ, કાચે વસ્તુ દહાય છે.

---

દોહરા.

ગણુસારે ચાબુક તણે, તેજી ચાલ્યો જાય;
બે મારો બાવીસ વા, ખરના ગતિએ જાય.
આંખે માગે માગને, સમજુ ચતુર સુજાણ;
ચોયકણે ધોતાંય ના, સમજે નર હેવાન.
ભુંડાની સોબત મહી, સારા માર્યા જાય;
સૂકાં ડાળાંપર ચઢી, લતા દવે બળી જાય.
નીચાને ત્યાં જઈ રહ્યો, મોટો ખાયે માર;
લોઢે પેઠા અગ્નિને, ટીપે જેમ લુહાર.

---

દોહરા.

વિનય વાક્ય સૌજન્ય ને ન્યાય વિવેક વિચાર;
ત્યાગ, તોષ વૈરાગ્ય ને, શત્રુનોય સ્વીકાર.
સંયમ સદ્વર્તન અને, ગૃહાચાર વ્યવહાર;
પતિવ્રત પત્નીવ્રત અને, પરહિત પરઉપકાર.
ક્ષમા, દયા, ઔદાર્ય ને, શ્રદ્ધા ભક્તિ સુકૃત્ય,
જુઓ આપણા ધર્મમાં, કેવાં છે સઉ સત્ય.
માણસના જીવનતણું, પરમ શ્રેય છે ધર્મ;
માટે બાળક ધાર તું, દૃઢતાથી તુજ ધર્મ.
પામે પાત્ર વિશેષથી, વિદ્યા અધિક વિકાશ;
મણિમંદિર દીપક ધર્યો, દે જયમ અધિક ઉજાશ.
જેને જેની ચાહના, તેને ન મળે તેહ;
ખોટા આ સંસારનો, ખરો અર્થ છે એહ.
પીજો સોમલ પ્રેમથી, પીશો ન પરનો પ્રેમ;
મરવું ભલું ન રીબવું, કરવત કાપે જેમ.
બળને શીદ ભજો ભલા, શીદ સહો ટુંકાર;
ચાવણું તમને આપશે, દંતતણો દેનાર.
રચ્યું તમારૂં નહિ રહે, સંઘર્યું જાશે સર્વ;
કરતા કારવતા તણો, મિથ્યા મૂકો ગર્વ.

અનુષ્ટુપ.

કલ્લોલ કરતાં દેખી; મુખ સન્મુખ છોકરાં;
હસે છે નયનો મારાં, વાત્સલ્ય સ્નેહનાં ભર્યાં.

આભને થોભ દે એવા, પડે છે પ્હાડ તો પછી;
પાણીના પરપોટા શા, દેહની મમતા કશી?
ડરવું નહિ લોકોથી, કર્ત્તાએ કાર્યના કદા;
ઈચ્છાનુસાર બોલે છે, લોક તો ફાવતું સદા.
આરંભે હસનારાઓ, જયાંતે જશ ગાય છે;
સૌભાગ્યે સારૂ કે'નારા, દુર્ભાગ્યે શત્રુ થાય છે.
વિચિત્ર ચિત્ર છે આ તો, સંસાર વિશ્વકર્મનું;
મનુષ્ય મનને જેના, જ્ઞાન છે નહિ મર્મનું.

મનહર છંદ.

ગુણે ગુણ રૂપે રૂપ મળતાં ન હોય ત્યારે,
સહજ સંગમે પણ દ્વેષ વધી જાય છે;
જુઓ આ સંસારમાંહી જડ દ્રવ્યતણો દ્વેષ,
સોડા ને એસીડ મળ્યે ઉભરાઈ જાય છે;
વિબુધને દેખી મન મૂરખને દ્વેષ આવે,
પતિવ્રતા નાર જોઈ પુંસલી ચીડાય છે;
સમજો સજજન સાર સકળ સંસારનો આ,
પોતાના સ્વભાવને ન મળે તે હિણાય છે.

શાર્દૂલવિક્રીડિત.

કન્યા આ કલધૌત કોમલ રુચિ કીર્ત્તિ બીજી પામવા,
આવ્યા છે સઘળા અહીં નૃપતિઓ સદ્દીપ પૃથ્વીતણા
ના ભાગ્યું ન ચઢયું નમ્યું ન ઉપડયું કોદંડ આ શંભુનું,
તો નિર્વીર્ય થયું શું ભૂતળ બધું કે કોથી કૈં ના બન્યું

દેવ શ્રી રઘુનાથ શું કહું બહુ છું દાસ હું આપનો,
મેર્વ્યાદિ ગિરિને ગણું ન ધનુનો તો ભાર શો જીર્ણનો;
ખીં કેમ શકાય 'આ વચન તે' આજ્ઞા કરો એટલે,
લીલા માત્ર મહી ચઢાવું નમવું ભાગી કરૂં ભાગ બે.

———×———

# પ્રકીર્ણ પદ્યો.

——×——

## સપ્તપદીનું ગીત.

(ભમરા પહેલો વધાવો મારે આવીઓ, એ રાગ.)

સજની! સપ્તપદીનો સાર સાંભળો,
જેમાં વર કન્યા આપે લે વચનરે;
સુહાગણ સજની, સપ્તપદીનો સાર સાંભળો.

કર પકડી કન્યાનો ફરતાં ફેરલા,
પહેલે પગલે વરરાજા કે'છે આમ રે,
સુહાગણ સજની, સપ્તપદીનો સાર સાંભળો.

કરવા ધર્માર્થ કામ મોક્ષ સાંધવા,
મારી સાથે જોડાઓ જુવતી આજરે,
સુહાગણ સજની, સપ્તપદીનો સાર સાંભળો.

વરને અનુસરતી કન્યા વળતી ઉચ્ચરે,
ભર્ત્તા ભોગાયતન આ તમને ભેટરે,
સુંદરવર સાક્ષી, સૂર્ય અગ્નિ ને સાજન આ બધું.

છબીલા છાયાની પેરે હું આપની,
પગલે તમતણે પગલાં ભરીશરે,
સુંદરવર સાક્ષી, સૂર્ય અગ્નિ ને સાજન આ બધું.

મને મન ને તને તન તમતણે,
પ્રાણે પ્રાણ જોડાઉં પ્રાણાધારરે,
સુંદરવર સાક્ષી, સૂર્ય અગ્નિ ને સાજન આ બધું.

---

## પૌત્રાભિલાષી પ્રૌઢાનો ભાવ.

( ત્રિતાળની ચોપાઇ. )

આજે વ્હાણે સુપન મહીં જાણે, તેડયાં વઉવર જીઆણાને આણે;
બેન ભાણેજ દીકરી જમાઇ, પહેલાં નોતરીઆં ઘેર ચાઈ. ૧

પછી મોકલી મારી સુમનને, એની ભાભીને આણું દેવાને;
વડસાસુવારાનું શુકનીઉં, પૂછી ઘરડાંને માંડયું ચોઢલીઉં. ૨

તેડી ભતરીજાને અતિ વ્હાલે, આગળ નણંદ ઉતાવળી ચાલે;
ધીરૂ ધીરૂ મધુરૂ સમીડે, ભાભી હાથિણી શી પુંઠે હીંડે.

આમ નણંદ ભોજાઇને જોઇ, ઘરડાં પોળતણાં કોઈ કોઇ;
કહે 'ઉભી રહે' ધરી આડ, તારો ભતરીજો અમને દેખાડ. ૪

સીતકારી જોઈ દુવા દેતાં, ઘરડા ડોસો થજે કરી કે'તાં;
કહે વઉ સામું જોઇને ચાઇ, જોને સુમન નર્યો તારો ભાઈ;
હું તો સોંસો મોંડે જાણે હરખું, મારે આ તે શું સોના સરખું. ૫

---

## નિઃસ્નેહનો બળાપો.

(સીતાજીના મહીનાનો રાગ.)

બળી વાડી ને બંગલો બેશ, ન લેશ મને ગમે;
બળ્યાં કોચ પલંગ ને પાટ, ન ખાટ રૂચે મને.
ભલી જાતલીકેરી ચટાઇ, ભલાં ભોંય ગાદલાં;
ભલી કોટડી માળાની માંય, હઇએ રસ મ્હાલતાં.
બળ્યાં હેમ હીરાનાં હજાર, ઘરેણાં શા કામનાં;
બળ્યાં નવરંગ ચુંદડી ચીર, હસ્યાં નહિ નેણમાં.
ભલી બનતા વશેકની એક, બંગડી હોય હાથમાં;
ભલુ છાંયલ દંપતી સ્નેહ, ઉછાળે જે આંખમાં.
બળ્યાં ઉતરતી પોળી ને ખીર, ભોજન મન ભાવતાં;
બળ્યાં તાતાં સુવાસિક પાન, બીડાં બેઠાં ચાવવાં.
ભલી હાથની રાંધી રસોઈ, જમીએ બેશી જોડલે;
ભલો કકડો સોપારીનો એક, મુખે મુખ વ્હેંચીએ.

હરિગીતછંદ.

[1]હેષારવે હાંસાતુરી કરીને છલંગો મારતા,
[2]ક્ષુભિતાબ્ધિના તરંગશા પુરપાટ ઘોડા આવતા;
[3]અશનિ સહિત આષાઢના ઘનથી ગગન જ્યમ છાય છે
[4]કરદત્ત તોમર કરીવડે રણની સીમા ઘેરાય છે.

ઇન્દ્રવિજયછંદ.

વલ્કલનો કશી કચ્છ ગુણે કરી સજ્જ શરાસન ને શરભાથે,
આવી ઉભેલ જુઓ રણ સન્મુખ વાનર રીંછતણા બળ[5]સાથે;
બાલ્ય[6] ગયું મુખ ઉપરથી નથી મુગ્ધ મનોહર આંખ દિસે છે,
મુંછ નથી મુખ ઉપર તો પણ લક્ષ્મણ શો રણધીર દિસે છે.[7]

---

## હિન્દની દેવીનો શોક.

ઉપજાતિ.

સંભારતાં એ મનને હસાવે,
એવો ગયો કાળ ન હોય આવે ?

---

૧. ખોંખારાઓથી. ૨ ઉધલેલા–પુરી ભરતીના જોરવાળા સમુદ્રના. ૩ વીજળી. ૪ જેમની શુંઢોમાં, (સામે આવતા શત્રુની ઉપર પ્રહાર કરવાને) તોમર અપાયલાં છે એવા હાથીઓથી. ૫ સૈન્ય. ૬ નાનપણ. ૭ આ છંદો ‘સીતાહરણ’ અંક ૬ ના છે.

કયાં એ સુખો વૈભવ ને વિલાસો,
કયાં એ સમાના જન ને નિવાસો.

શિલા ઉશીકું લઇને સુનારા,
વીણે કણે પોષણ પામનારા;
પ્રજાતણું શ્રેય વિચિંતનારા,
કયાં છે હવે તે મુનિ સંત મારા ?

ભણી ભણાવી ભવ ગાળનારા,
નવાં નવાં શાસ્ત્ર વિચારનારા;
લક્ષ્મીતણું લક્ષ ન રાખનારા,
તે કયાં ગયા બ્રાહ્મણ પૂજ્ય મારા ?

ગૌ વિપ્ર સૌ નિર્બળ રક્ષનારા,
પરાર્થ છે જીવન જાણનારા;
ન કાળનોએ ભય રાખનારા,
કયાં છે હવે ક્ષત્રિય વીર મારા ?

સમૃદ્ધિમાં ગોધન પાળનારા,
ઉદ્યોગમાં ખેતર ખેડનારા;
ગૃહે સુખી જીવન ગાળનારા,
કયાં છે ગૃહસ્થાશ્રમી આર્ય મારા ?

વિશ્વાસથી વ્હાણુ ચલાવનારા,
શેઠાણીને મા સમ માનનારા;

શ્રી દેહ ને ચિત્ત સમર્પનારા,
  વિશ્વાસુ વાણોતર ક્યાંછ મારા ?

શિબી હરિશ્ચંદ્ર યુધિષ્ઠિરાદિ,
  શિરોમણી ભારતના સુરાંશી;
વીરાગ્રણી અર્જુન ને યયાતિ,
  દિલીપ ને રામ સમા પ્રતાપી;

ગોનાદ નાગાર્જુન ચંદ્રગુપ્ત,
  અશોક ને વિક્રમ માતૃગુપ્ત;
દેવાદિને આશ્રય આપનારા,
  ક્યાં છે હવે એ નૃપ સર્વ મારા ?

અરૂંધતી ને જનકાત્મજા શી,
  ભર્ત્તાનુરક્તા કુળ દેવતા શી;
રે રે ગઇ ક્યાં મમ પુત્રી જેવી,
  સતી સ્ત્રીઓ પૂર્વની શીલમૂર્તિ.

અનુષ્ટુપ.

અરેરે કાળ મારો એ, બદલાઇ ગએલ છે;
સુખ સ્વપ્ન બની આજે, કેવું ઉલટું રૂપ છે.

શાર્દૂલવિક્રીડિત.

સારા નર્તક આપણે, વળી અહો વાલ્મીકિકેરાં મતે,
વક્તા શ્રી રઘુરાયના ચરિતના પોતે હનૂમાન છે;
સાથે સૌ સુજનોતણી વળી સભા છે જ્યાં ભરાઈ રહી
ત્યાં 'રામાયણ' ગાઉં ધીર ! અધુના સૂણો પ્રમોદે કરી. ૧
રાજા સૂર્યતણે કુળે દશરથ શ્રેષ્ઠ પ્રતાપી રથી,
રાણીઓ ત્રણ રમ્ય રૂપ રૂપની અંબાર તેને હતી;
તેઓએ સુત વીર ચાર જણિયા ક્ષાત્રાનુરૂપી રૂડા,
જેમાં રામ વડા, બીજા ભરતને સૌમિત્રિ ચોથા હતા. ૨
શત્રુને હણનાર એક વીર તે શત્રુઘ્ન ચોથા થયા,
જે રે'તા બહુ સાથમાં ભરતના સ્નેહાનુવૃતે સદા;
સૌમિત્રી શુભ ધર્મ કર્મ કરતા શ્રીરામને સેવતા,
એવા દાશરથી સુભાગી હરિના અંશાવતારો હતા. ૩
રામે રાક્ષસ સૈન્યના અધિપતિ મારીચને મારિયો,
ત્યારે લક્ષ્મણના શરે યમપુરી પ્હોચ્યા બીજા રાક્ષસો;
વિપ્રોએ ઋષિ સાથ યાગતણી સૌ થાતાં સમાપ્ત ક્રિયા,
તોષાનંદ થકી શુભાશીષ દીધી તે બે જણાને તદા.

---

મનહર છંદ.

લલાટે લુછાતા વાળ વાંકડીઆ તેલ ભર્યા,
હોળી ચોળી લમણે બે પાડી પાંથી શોભતી;

---

૧ આ ચાર છંદો હનૂમાન નાટકના છે.

અત્તરનાં પુંમડાં બે કાન મહી ધરી વળી,
લાલ કરે બિંદગી લલાટ માંહી ઓપતી;
અંજન કરીને પરરંજનને માટ કરે;
સુરમાની આડ ભલી ભમરોને જોડતી;
મરોડી મરોડી ખરપુંછ જેવી મુંછ રાખે;
ઊંચી મુખ મંડનની શોભાને વધારતી.
ફેશને ફસેલા ફૂટ કરમા ફજેત થવા,
કેફ કરી કેપ ધરે શીર શણુગારવા;
સોનેરી સાંકળવાળાં બુટને બડાઇ માની,
રેશમી રૂમાલ કર રાખે મુખ લુછવા;
ખમીશ જેકીટ પેરી પોતીઉ પાટલીબંધ;
પટકાવી ચેકતણા બુટ ચીસો નાંખતા;
પાતળી શીસોટીવાળી સોટી કર ધરી જાય,
ફરવાને કાજ લાલ લોક સમી સાંજના.

૫૬.

આવવાનો નથી આરોરે, અગનાની તારો. એ ટેક.
રમતે શૈશવ હાર્યો, રળતે જોબન હાર્યો,
જરાએ જીવન હાર્યોરે—અગનાની. ૧
નીમના ધરમ ધાર્યો, કામથી ન રહ્યા વાર્યો;
પોતે તેં પોતાને માર્યોરે, અગનાની. ૨
પુત્રે મારો દામે મારો ભોગે મારો વરતારો;
કરતાં ન આવ્યો આરોરે. અગનાની. ૩

જેમ જેમ ધન આવ્યું, તેમ તેમ તન તાવ્યું;
સુખનું સુપન નાવ્યુંરે, અગનાની. ૪
નીચને હજુર હાજી ખેલતાં પ્રપંચબાજી,
ભૂર શું ભણે છે ગાજીરે, અગનાની તારો. ૫

ઉપજાતિ.

ગાધીતણા પુત્રથી મેળવીને, વિદ્યા વિશિષ્ટા વિજયા જયાને;
રાત્રીચરોને હણવા સકામ, ગયા બની કૌશિકબંધુ રામ. ૧

પુષ્પિતાગ્રા.

સુર અસુર ભુજંગ વાનરોમાં, વળી નર કિન્નર સિદ્ધ ચારણોમાં;
ધનુષ પુરુષ જેહ આ ચઢાવે, મમ દુહિતા નર તે ભલે વરેને. ૨

અનુષ્ટુપ.

રામ દુર્વાંકુર શ્યામ, જાનકી હેમ વલ્લરી;
ચાપનું પણ આ મોટું, બાકી છે યોગ્ય દંપતી. ૩
સભામાં સર્વ રાજાની, નિમિનાથ પુરોહિતે;
શતાનંદે કહ્યું કે આ, સાંભળો નૃપતિ ! તમે. ૪

માલિનીછંદ.

દશવદનતણી જ્યાં, શક્તિ ચાલી ન એવું;
પણ જનકતણું તે, છે સુણો આપ કેવું;
હર ધનુષ ચઢાવી, જે કરે ભંગ તાણી,
ત્રિભુવન જય લક્ષ્મી, મૈથિલી થાય રાણી. *૫

* આ પાંચ છંદો પણ હનુમાન નાટકના છે.

## પદ.

( જનની જીવોરે ગોપીચંદની. એ રાગ. )

દુઃખ દુઃખ દુઃખ છે સંસારમાં, ખાલી સુખનો આભાસજી;
દુઃખ દુઃખ દુઃખ છે સંસારમાં. ટેક.

અલખત અઢળક જ્યાં ભરી, ટાંકો ટાંક છે ભંડારજી;
ત્યાંરે વિધિના વૈચિત્ર્યથી, નથી કોઇ ખાનારજી. દુઃખ. ૧
ઉગ્યો ન આથમ્યો કંઇ ગણે, કરે વગડે આખેટજી;
તેનીરે ઝુંપડીમાં જગા નહિ, ઝાઝાં પેટનાં પેટજી. દુઃખ. ૨
કોઈ રૂવે ધન માલને, રૂવે કોઇ છોરૂં કાજજી;
કુરૂપાને કારણ કોઇ રડે, કોઇ રંભાએ વાજજી. દુઃખ. ૩
દુઃખથી કંટાળી બાવા થતાં, કરતાં સર્વસ્વ ત્યાગજી;
પેટ છોડયું નહિ છૂટશે, રહેશે એની એ આગજી. દુઃખ. ૪
દુઃખથી ભરેલ ભવાબ્ધિમાં, એક સુખનો છે દ્વીપજી;
સંત તે શોધી શરણે જજે, લઇ જ્ઞાન પ્રદીપજી. દુઃખ. ૫

સ્ત્રગ્ધરા.

કંઠે સર્પોની માળા, ગજ અજિન લિધું ઓઢણે, ભસ્મધારી,
વામાંકે પાર્વતી ને શિર સુરસરિતા રાખિયાં ગુપ્ત ધારી;
જેનું બ્રહ્માદિ દેવો સ્તવન વિધવિધે નિત્ય રે'છે કરંતા,
એવા દેવાધિદેવા દૂરિત દુર કરો શંભુ ઐશ્વર્યવંતા.

વસંતતિલકા.

પાણી તરંગ સમ સંપત છે વિલોલ,
તારુણ્ય ચાર દિન ચાંદરણાની તોલ;

આયુષ્ય છે શરદ અભ્ર સમુ વિલોલ,
તો શું ગ્રીએ થયું સુતે શું ધને અતોલ ?

વંશસ્થ.

પ્રસૂતિ કેડે તાપ તાપતી હું તો, ફરીય ઈચ્છીશજ એમ કે પ્રભો;
તમેજ ભર્ત્તા મળજો અને વળી, વિજોગ આવા પડશો નહીં કદી.

વસંતતિલકા.

વ્યાપાર છોડી જુગટે જરને ખુવે છે,
છોડી સુધા પય મુદે મદિરા પિએ છે;
સેવા તજી સુજનની નીચને ભજે છે,
આચાર છોડી અવળે પથ સંચરે છે.
શત્રુવિષે મળી સગાં સહ દ્વેષ રાખે,
પોતાનું ધાર્યું કરતાં કશું ના વિચારે;
શાણો હું પંડિત હું શેઠ હું ખાનદાન,
એવા વિચાર મહિ થાયજ પાયમાલ.
ભાવી વિનાશ સમયે ઉલટું સુઝાડે,
સન્મિત્રની સુખદ સોબતને તજાવે,
થાયે કશું ન સુલટું ઉલટું બગાડે,
એવા કલંધર મુઆ કુળને લજાવે.

શાર્દૂલવિક્રીડિત.

આશાએ ધરણી ખણી ધનતણી ગાળી ગિરી ધાતુઓ,
સંતોષ્યા બહુ યત્નથી નૃપતિઓ ને સાગરે શોધિઓ;
મંત્રારાધન કાજ સજજ થઈને, રાતો સ્મશાને રહ્યા,
ફૂટી કોડી મળી ન તોપણ મને, તૃષ્ણા હવે છોડ મા. ૧

અનુષ્ટુપ.

અપાર આપદાથી આ, ભરેલા ભવ સાગરે;
નારીના મોહમાં ઘેલો, સર્વદા શીદ તું ફરે. ૧
કાચા કુંભ સમી કાયા, તેનો શો મોહ આવડો;
તારો દેહ નથી તારો, તો સ્ત્રી શ્રી કોણ દીકરો? ૨
પાપની ખાણુ નારીમાં, ભૂર શું ભમતો ફરે,
ભવાબ્ધિમાંથી છૂટયાનો, એકે આરો ન શે સૂઝે? ૩
બોલવું રહેલ છે સર્વે, કરવું છે સુદુસ્તર,
વાયદે હરિ ભક્તિને, કાઢતો જાય છે દૂર. ૪
કામને કામની વાતો, કર્તા કાળ ગયો વહી;
ચોકે નાંખ્યો તદા આવ્યું, ભાન ને સાંભર્યા હરી. ૫
ષડમિત્રતણા સંગે, રોજે રંગ વિષે રહે;
કરાવ્યાં તેમનાં કાર્યો, રીને પાપ સંગ્રહે. ૬
પરલોકતણા હર્ત્તા, એ તારા થૈને તને;
વાહી આ વર્તુલે નાંખે, જેમ રાવત અશ્વને. ૭
છે છે ને છેજ જે જેને, કલ્પાંતેય નથી કહે;
નથી નક્કી નથી તેને, નિત્ય છે નિત્ય છે ભણે. ૮
અવિદ્યા આવડી ક્યાંથી, વિદ્યાવાન તને થઈ;
દૃશ્યોદાહરણે મંદા, બુદ્ધિ તારી પડી ગઇ. ૯
રહેલું પગલાં નીચે, મૃત્યુ ના દૃષ્ટિએ ચઢે;
મદાંધ થૈ મદારી શો, કુકર્મ કીચકે ચઢે. ૧૦

પંચેદ્રિયતણી પ્રેરી, બુદ્ધિ કાર્ય કરે અને;
લોકને સમજાવે કે, એમાં શું પાપ છે મને. ૧૧
અહંતા વિત્ત દારામાં, રાખનારા વળી વદે;
આપણે કોણ છૈએ જે, તરણાનેય તોડીએ. ૧૨
એની ઇચ્છા વિના કો શું ? થાય છે જગમાં ભઈ;
એજ છે મતી દેનારો, ત્યાં પ્રજ્ઞા આપણી કશી. ૧૩
પ્રેરેલી સદસદ્બુદ્ધિએ, એની આપણ ચાલીએ;
ત્યાં પાપાપાપ છે કોને, જ્યાં એનો એજ છે બધે. ૧૪
શિષ્યને આમ ભોળાવી, ઉઠતાં વાંત પાથરે;
કામને દામની જાળો, એવા ગુરુઓ કહીં છૂટે. ૧૫

ઇન્દુવંશા.

વાક્ શાસ્ત્ર છે કારણ વાદ્ય જેમનું,
મુખે કરી વંદન તે મહેશનું;
નંદી ત્રિશૂલાંકિત નિષ્ક જેમના,
પ્રતાપને વર્ણવું તે નૃપોતણા.
પ્રસાદથી પંડિતને પ્રસાદતી,
પ્રસન્ન મારૂં હૃદય પ્રકાશતી;
પ્રસિદ્ધ છે આ કૃતિ તો પછી શું છે,
વિશેષ વંશાત્મક જન્મ વર્ણને.

અનુષ્ટુપ છંદ.

વાચાંના મૂળ રૂપે ને, યોગી યોગતણા ગુરુ;
એવા નિત્ય પ્રભુ પાદે, પ્રણામો પ્રથમે કરૂં.

વસંતતિલકા.

આપો સદાશિવ સદા જય સર્વ કામે,
કામે કદા કલુષ થાય અનેક વારે;
વારે વળો તદપિ વિશ્વતણા વિધાતા,
ધાતા તમેજ ધરણીચરના સદાના.
લે લેશ ના નિવૃતિ ચાકપરે ચઢે છે,
માયાતણા વમળ માંહિ વૃથા ભમે છે;
નાના પ્રકારતણી વૃત્તિવિષે ફરે છે,
ઊંધાં છતાં કપટ કૈં કરતું ફરે છે,
ચાલે ન ચોટ ચલવે પણ ચાહનાઓ,
ધાયે ન ધાર્યું ધરતું પણ ધારણાઓ;
અલ્પાયુષી કરતું કલ્પની કલ્પનાઓ,
છે એવું ચિત્ત વિભુ ચંચળ તે સુધારો.
પ્રાણીતણાં સકળ પાતકને નિવારો,
આપી સુબુદ્ધિ ભવ સાગર પાર તારો;
છે એક આશ્રય ખરેખર નાથ તારો,
સર્વેશ આ ભવતણા ભયથી ઉગારો.

શાર્દૂલવિક્રીડિત.

શાલે સારસ કુજિતે, કુહુરિતે આમ્રે અશોકે પિકે,
નાના પુષ્પિત પાદપે, મધુકરે ગુંજારિતે વિરૂધે;
રમ્યાલોક દઈ વિશાળ વનમાં, આનંદતો આંખને,
આ તે આશ્રમ શું મનોહર કદી ભૂલ્યો જશે ભૂલવ્યે?+

+ 'સીતાહરણ' નાટકનો આ છંદ છે.

# રાધાનો પત્ર.



આવ્યા દાડલા દીવાળી કેરા,
પંથી ઘેર પધારે ઘણેરા;
નાથ ! થાવ શું આમ નમેરા,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧

મારી સખીઓ સાસરીએ સિધાવી,
મારી ભાભીઓ પણ આણે આવી;
વાટ જોઇજોઇ હું વાજ આવી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી.

પૂછી જોજો ઉદ્ધવને તમારા,
હાલ શા થયા છે અહીં મારા;
જાવ જાવ શું જીવણ પડો ન્યારા,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૩

મારાં સાસુએ જે જે કહાવ્યું,
મારી માડીએ તે તે કરાવ્યું;
જાણે રખેને રસિક પાડે વાંકું,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૪

આછાં હીરનાં ચીર મગાવી,
કાચા કીરમજી રંગે રંગાવી;
કોરે મોતી ને મણિએ ટંકાવી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી.

સાળુ સાડી ને કમખા કરાવ્યા,
જાતે જુદા ને રંગે રૂપાળા,
એ તો રસિયાજી તમને રીઝાવા,
મોહન વ્હેલા આવજો મથુરાંથી.

મોહી મોરલીની થઇ હરિણી,
છાની વનમાં મોહન વર પરણી;
આતે કિયા કરમ કેરી કરણી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી.

પ્રીતમ પરણી પરાણે તમોને,
જોયો વિચાર્યો નહિ તે સમોને;
શીદ પાતળિઆ પજવો અમોને,
મોહન વ્હેલા આવજો મથુરાંથી.

મારી માતાએ બહુ બહુ વારી,
લોક કે'તા એ કપટી મોરારી;
તોય પરણી તેની શું આ વારી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી.

લોક લૈ પુંઠે વાત કરે છે,
સગાં સાગવાં મોંડે કહે છે;
સુખી સખીઓ તો મ્હેણાં મારે છે;
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧૦

ઉંચી ઉંચી રાવઠીઓ મુકાવી;
નાના વિધના રંગે રંગાવી;
ખાસ સાસુએ મેડી બંધાવી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧૧

જ્યારે વહુ હું મળી છું ગોરે ઘાટે,
ત્યારે દીકરાનાં સુખ જોવા સાટે,
તલસે ઘરડેરાં મુખજોયાં માટે,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧૨

ગુણ રૂપનાં વખાણ કરાવી,
મને મોહના ફંદે ફસાવી;
કેમ પરણીને પ્રીત પલટાવી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧૩

હોળી ચોળી અંબોડલા વાળી;
પત્રરચનાઓ રચતા રૂપાળી,
લેતી સખીઓ હસી હસી તાળી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧૪

પગ ખોળામાં લઇ બુટ્ટાવાળી,
અળતે વેલો ચીતરતા રૂપાળી;
જોતા અમને જાદવ ન્યાળી ન્યાળી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી.

આંખ રજ ફૂંકી નાંખવા માટે,
કિંવા બીંદગી કરવા લલાટે;
ભૂધર ભેટતા યમુનાને ઘાટે,
મોહન વ્હેલા આવજો મથુરાંથી.

નચવ્યા નાચતા રમતો ભલેરી,
પળશી કરતા પાતળીઆ ઘણેરી;
ફાટયું ગુમડું વઇદ થયો વેરી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી.

એકવાર વૃંદાવન આવી,
મને વિષ પાઇ શયન સુવારી;
ભલે જાજો પછી ગિરધારી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી.

---

# પ્રિયાનો શોક.

હરિણી.

પ્રિયતર બધી વા'લી વસ્તુ અપાર વિલાસની,
કમળનયને ! શાને માટે અકારણ તેં તજી;
સરળ હૃદયે શાથી તારા વસી અદયાળુતા,
કમળ દળમાં શોભે કે' શું કદીય કઠોરતા ?

[1]શ્રવણ પુટમાં મારા આજે નવાં સમ લાગતાં,
વચન તુજથી [2]નાનાસંગે વરોરુ ! વદાયલાં;
વળિ વલયનાં, [3]કાંચીનાં, ને પદાભરણોતણાં,
રણિત રમણી ! ભૂલાવે છે મને [4]અવરોધમાં.

અવિરલ લીલા લાંબાં પિચ્છે મનોહર લાગતાં,
ગહન વનમાં [5]તાપિચ્છોના પ્રતિધ્વનિ પાડતાં;
[6]વિલસિતસખી સાથેનાં તે સુગાત્રિ ! [7]પરર્તુમાં,
કયમ ન કરી તેં જોવા ઈચ્છા વનીત મયૂરનાં ?

[8]નયન પથમાં તો શું આવે હવે કદિયે પ્રિયા-
મુખ સુઘટના, ગાત્રોકેરી વળી સુકુમારતા;
લિખિત વિધિએ હોશે મારા લલાટવિષે હવે,
મનન વિષયે તાદૃક્ સર્વે કરી રડવું અરે !

---

૧ કાનમાં. ૨ જુદા જુદા પ્રસંગે. ૩ મેખળા. ૪ અંતઃપુર. ૫ તમાલ. ૬ વિલાસ. ૭ આવતી ઋતુમાં. ૮ દૃષ્ટિએ.

સુતનુ ! ભવન દ્વારે દ્વારે [1]સહસ્ર દલામ્બુજો,
શુભ સમયમાં આલેખી તેં ન લા'વ પુરો કર્યો;
[2]કયમ, ભવનની લક્ષ્મી જેવી, સલજ્જ ગુરુજને,
કદી ન નિરખી બેઠેલી તે પરે સુભગે ! તને.

વૈતાલીય.

પરલોક વસી પરન્તુ તું, ગુણ તારે સઘળે ગવાય છે;
[3]ઋતુરાજતણા અભાવમાં, અતિમુક્તા [4]સુરભે સ્મરાય છે.
મમતા મમતાળુ શું સજી, સુભગે ! આ શુભ ગેહને તજી;
સમતા સમ તાહરી હજી, મનથી કેમ નથી જતી તજી
મણિ મન્દિર વાટિકાદિ ને, વળી [5]ચામીકરશા સુદેહને;
તજી કેમ વસી વિલાસિનિ ! [6]પ્રણયીનાં હૃદયો વષે જઈ ?
શુભ વર્તન ને પ્રથાવડે, અજવાળી ઉભયે કુળો પ્રિયે !
ગુણથી [7]ઇહલોક, આત્મથી, પરલોકે, [8]દ્વય લોકમાં રહી.
દુઃખ કાળ સમું તને થતું, રજની એકતણા વિયોગથી;
તદપિ કયમ માન્ય તેં કર્યો, રમણી ! વિરહ યુગાન્તનો હવે,
શિશુ મધ્યવયસ્ક વૃદ્ધ વા, ગુણી છે પૂજ્ય સદાય સર્વને;
પરમેશ્વરનેય પ્રીય તે, સમજ્યો આજ હું તે ખરેખરે.

૧ હજાર પાંખડીનું કમળ. ૨ કેમ, કારણ કે. ૩ વસંત. ૪ સુગન્ધવડે. ૫ સુવર્ણ. ૬ પ્રેમીનાં હૃદયમાં જઇ કેમ વસી. ૭ ગુણથી આ લોકમાં તારૂં નામ છે, અને જીવથી તું સ્વર્ગમાં વસી, એમ થતાં ઉભય લોકમાં અમર છે. ૮ બે.

૧યતિગમ્ય યથેચ્છ જ્ઞાન જે, સખિ! "સંસાર અસાર છે" યથા,
કયમ બાળવયે વરોરુ! તે, સહસા પ્રાપ્ત થયું તને તદા.

ઘણીવાર ઘણીક વાતમાં, સમજાવે સમજી નહી હશે;
સમજી કયમ જ્ઞાન વીણ તું, "સઉ સંસાર અસાર" એમ તે?

કરભોરુ! કદા ન લાવતી, મનમાં રીસ તથાપિ આ સમે,
કરી કોપ કઠિણ કારમો, કયમ મૂકયો મુજને સુને ભવે?

કયમ તું મનમાં ધરે નહી? વિલપું છું દયિતે! તદા ઘણું;
સુખ તે કયમ હા! ભુલાય જે, તુજ સંગે અતિશે અનુભવ્યું?

અયિ રાજીવલોચને! જરા, ભવના દુઃખ વિસારતી હતી;
સહસા મૃદુ વાણી તારી જે, સુભગે! તે હું સુણીશ શું નહી?

કયમ શૈશવના વિલાસને-ભુલી હે ભામિનિ! ભાગ્યહીણ આ,
બુડતો ભવસાગરે મુકી, પતિને તું પરલોકમાં વશી.

ગુણ શે તવ ગોરિ! વીસરે? વળિ શે હા વિસરે પ્રીતિ ભર્યાં
અતિ ઉત્તમ સારગ્રાહિ જે, કથનો તેં હરનીશ છે કથ્યાં?

ઘણી વાર વિચાર થાય છે, ભવસંબંધિ વયસ્ય વર્ગમાં;
સતત પ્રમદે! સ્મરાય છે, ગુણ તારા અનુકૂળ ધર્મમાં.

---

૧ યોગીને પ્રાપ્ત થાય તેવું જે—"સંસાર અસાર છે. એવું જ્ઞાન. તે તને બાળવયે કેમ પ્રાપ્ત થયું? ૨ આખો—બધો.

પરણી પ્રથમ પ્રસંગથી, અતિ ઘાડો નય તેં વધારિયો;
કયમ તે વધતા પ્રવાહને અધમાર્ગે સહસાજ રોકિયો.

પતિને પ્રભુ તુલ્ય માનતી, સત પંથે હરનીશ ચાલતી;
સુખ દુઃખ સમાન જાણતી, ગુણ એવા વિસરાય ના સતી !

---

# વડસાસુની શીખ.

---

મોસાળાનો રાગ.

ભલે જાઓ શુકન જોઇ સંચરો,
કુળવૃદ્ધિનાં કરવાને કાજ,
વ્હાલાવર વ્હેલાં આવજો.

મારા આંખોના તેજનો તારલો,
તારા પ્રાણનો પરમ આધાર;
વ્હાલાવર સોંપું તુજને.

હવે તું તારે એને સંભાળજે,
કરજે જીવથી જ્યાદે જતંન,
વ્હાલાવર ખંત રાખીને.

સુખે શેઠાણી દુઃખે દાસી થઇ,
રહેજે ઘરની બની પરધાન;
વ્હાવર શીખ એટલી. ૪

જઇ પરદેશ આપણા દેશનો,
વેશ બદલશો નવ લવલેશ,
વ્હાવર શીખ સરસ છે. ૫

છશે આપ્યાં તો સુખ સુખે માણજો,
બેટા ! રહીને મલાજાની માંય,
એમાં મોટું માન છે. ૬

જેતું ઘરમાંય ઢાંકયું કપાળ રૂહે,
ઢાંકયાં ઢાંકયાં તેણે કુળ બેઉ,
ભૂષણ સ્ત્રીનું લાજ છે. ૭

તું તો દીકરા ! ભણેલી ને ડાહી છે,
નથી કહેવું પડે એવું કાંઇ,
જાઓ સુખે સંચરો ! ૮

---

શિખરિણી.

કહીં તંબોળે ને, કહીં અગુરુ પંકાંકિત થયો,
કહીં ચૂર્ણાળો ને, કહીંક અળતેથી બગડિયો;

પ્રભુ મહેર કરી રાણી મેરીને,
બાળગોપાળ સહ રાખો ખુશ-જીવો જ્યોર્જ પાંચમો. ૭

આજે ઓગણીસેં અગિઆરના,
જુન બાવીસમી ગુરૂવાર-જીવો જ્યોર્જ પાંચમો. ૮

અભિષેક થયો ઇંગ્લાંડમાં,
તેનો બોલીએ જયજયકાર-જીવો જ્યોર્જ પાંચમો. ૯

---

# રાણીને પ્રજાની આશીષ.

રુચિરા-સવૈયો.

એવી વિભૂતિ, ઇતિ પ્રતિ ક્ષતિ અતિ, રૈયત રતિ કરુણા મતિને;
આપી વળી વડ સાસુ જેવાં, સુખ વૈભવ સંતતિ તતિને;
નમી નમી નાથ ! તને નરપુંગવ, યાચે આટલું હિંદ પ્રજા;
નિત નિત મહારાણી મેરીને, વિશ્વંભર દે [illegible] પ્રજા.

પ્રભુ મહેર કરી રાણી મેરીને,
બાળગોપાળ સહુ રાખો ખુશ-જીવો જ્યોર્જ પાંચમો. ૭

આજે ઓગણીસેં અગિઆરના,
જુન બાવીસમી ગુરૂવાર-જીવો જ્યોર્જ પાંચમો. ૮

અભિષેક થયો ઇંગ્લાંડમાં,
તેનો બોલીએ જયજયકાર-જીવો જ્યોર્જ પાંચમો. ૯

---

# રાણીને પ્રજાની આશીષ.

રુચિરા-સવૈયો.

એરી વિભૂતિ, ઇતિ પ્રતિ ક્ષતિ અતિ, રૈયત રતિ કરુણા મતિને;
આપી વળી વડ સાસુ જેવાં, સુખ વૈભવ સંતતિ તતિને;
નમી નમી નાથ! તને નરપુંગવ, યાચે આટલું હિંદ પ્રજા;
નિત નિત મહારાણી મેરીને, વિશ્વંભર દે મોજમજા.

## રા. મણિલાલ છબારામ કૃત પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | રતિસુન્દરી–સાંસારિક નવલકથા. .... | ૧–૪–૦ |
| ૨ | પૃથુરાજચૌહાણુ ને ચંદ બરદાયી. .... | ૧–૮–૦ |
| ૩ | લોર્ડ લૉરેન્સ–(ગુજરાતી પ્રેસ.) .... | ૧–૪–૦ |
| ૪ | બર્નીયરનો પ્રવાસ–(ગુ. વ. સોસાઈટી) | ૧–૦–૦ |
| ૫ | ગુજરાતની જુની વાર્ત્તાઓ. .... .... | ૧–૮–૦ |
| ૬ | ઝાંશીની રાણી. .... .... .... .... | ૧–૮–૦ |
| *૭ | ઋતુવર્ણન. .... .... .... .... | ૧–૦–૦ |
| *૮ | સીમંતિની આખ્યાન. .... .... .... | ૦–૨–૦ |
| *૯ | પતિવ્રતા સતીઓ. (શા. પ્રા. હ. સાથે) | ૨–૦–૦ |
| ૧૦ | સુન્દર બેન. .... .... .... .... | ૦-૧૨-૦ |
| *૧૧ | અનિલ દૂત (ખંડ કાવ્ય) .... .... | ૦–૪–૦ |
| *૧૨ | મુંબાઇની શેઠાણી. .... .... .... | ૧–૪–૦ |
| ૧૩ | આત્મપુરાણુ. .... .... .... .... | ૬–૦–૦ |
| *૧૪ | મેના (એક નાની વાર્ત્તા) .... .... | ૦-૧૦-૦ |
| ૧૫ | કાવ્ય પીયૂષ. .... .... .... .... | ૦–૬–૦ |

**મેસર્સ. એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.**
બુકસેલર્સ. પ્રિન્સેસરોડ—મુંબાઈ.

* આ નિશાનીવાળાં પુસ્તકો હાલમાં મળતાં નથી.